श्रीसत्यविजय ग्रंथमाला नं. १

अर्हम्

આચાર્યશ્રીવિજયનીતિસૂરીશ્વરપાદપદ્મેભ્યો નમઃ

પંડિત શ્રીઉત્તમવિજયજી ગણિ

વિરચિત

# संयमश्रेणिगर्भित श्रीमहावीर स्तवः

સંશોધક

શ્રીમત્પંન્યાસ હર્ષવિજયજી ગણિના વિનેય
મુનિરાજ શ્રીમાનવિજય

પ્રકાશક

શ્રી "સત્યવિજયગ્રંથમાલા"ના માનનીય કાર્યવાહક
શ્રેષ્ઠિવર્ય બાલાભાઇ મૂલચંદ.
ઠે. રીચીરોડ, અમદાવાદ.

ધી જૈન એડવોકેટ પ્રી પ્રેસમાં શા, ચીમનલાલ ગોકલદાસે
છાપી છે, ઘીકાંટા વાડી-અમદાવાદ,

સં. ૧૯૨૨ પ્રથમાવૃત્તિ. પ્રત ૫૦૦ મૂલ્ય ૦—૬

श्रीसत्यविजय ग्रंथमाला नं. १

अर्हम्

આચાર્યશ્રીવિજયનીતિસૂરીશ્વરપાદપદ્મેભ્યો નમઃ

પંડિત શ્રીઉત્તમવિજયજી ગણિ

વિરચિત

# संयमश्रेणीगर्भित श्रीमहावीरस्तवः

સંશોધક

શ્રીમત્પંન્યાસ હર્ષવિજયજી ગણિના વિનેય

મુનિરાજ શ્રીમાનવિજય.

પ્રકાશક

શ્રી"સત્યવિજયગ્રંથમાલા"ના માનનીય કાર્યવાહક

શ્રેષ્ઠિવર્ય બાલાભાઇ મૂલચંદ.

ઠે. રીચીરોડ, અમદાવાદ.

વીર સં. ૨૪૪૫ વિક્રમ સં. ૧૯૭૫ પ્રથમાવૃત્તિ. પ્રત ૫૦૦

મૂલ્ય ૦—૬—૦.

# परमपवित्र आचार्यमहाराज श्रीविजयनीतिसू-
# रीश्वराणां स्तुत्यष्टम् ।

बाल्याच्छ्रीब्रह्मचारी सकलजनहितानन्दकः सत्यवादी
श्रीमच्छ्रीनीतिचारी गुणिजनसकलान् बोधयन् राजते वै।
नीत्याद्यःसूरिराजश्च विजयचरमः शान्तमूर्तिर्दयालु-
[illegible]पूर्णेन्दुवक्त्रस्त्रिदिवपतिगुरुः सर्वदेवेशमान्यः ॥ १ ॥

( वसन्ततिलकावृत्तम् )

विद्याविचक्षणजनैः कृतकीर्तिगानं
पञ्चव्रतादिपरिपालकमार्यवर्यम् ।
श्रीजैनसूरिमनिशं नमतु प्रकृष्टं
भूमौ सुनीतिविजयं जनताघनाशम् ॥ २ ॥

शिष्यप्रशिष्यसद्वृन्दै-र्वन्दितस्तदनुज्ञया: ।
प्रवर्त्तमानसच्छास्त्र- युक्तैर्विजयतेतराम् ॥ ३ ॥

वर्चसा ब्रह्मचर्यस्य दीपयन्तं दिशो दश ।
श्रीनीतिविजयाचार्यं वन्दध्वं सकला जनाः ॥४॥

निर्मत्सरं मनः कृत्वा मान्यो गुणिजनैः स च ।
निर्मत्सरो हि साधूना-मात्मतत्त्वविचिन्तकः ॥५॥

पन्न्यासपदवांश्चैव तथा गणिपदं दधत् ।
श्रीहर्षविजयो नित्यं सुशास्त्रार्थविबोधकृत ॥६॥

श्री मानविजयः प्राज्ञः कल्याणमंगलाभिधौ ।
[illegible]मतिविजयश्चैव त्रयस्ते साधवः खलु ॥ ७ ॥

विक्रमार्कनृपत्याब्दे नन्द[illegible]नन्दभूमिते ।
मार्गे सिते हि [illegible]क्लास्ये सतेने रविणा कृतः ॥८॥

# ગ્રંથકાર પંન્યાસ ઉત્તમવિજયજી ગણિનું

# જીવન ચરિત્ર.

---

## ૧.

## જન્મ, માતાપિતા.

ગુર્જર દેશના રાજનગર શહેરની શામળાની પોળ કે જ્યાં શામળાપાર્શ્વનાથનો પ્રાંસાદ છે ત્યાં લાલચંદ નામનો વણિક પોતાની ભાર્યા નામે માણેક સાથે વસતો હતો, તેને અનુક્રમે ચાર સંતાન થયાં. ત્રણ પુત્રી અને એક પુત્ર. જન્મ સં. ૧૭૬૦ માં થયો અને તેનું નામ પુંજાશા રાખવામાં આવ્યું હતું. પુત્ર અઢાર વર્ષનો થયો ત્યારે સં. ૧૭૭૮ માં ખરતર ગચ્છમાં જૈન સિદ્ધાંત શિરોમણી ધૈર્યાદિક ગુણના સમુદ્રરૂપ શ્રી દેવચંદ્રજી અમદાવાદ પધાર્યા. તે વખતે પુંજાશા વંદનાર્થે અને દેશના શ્રવણ અર્થે તેમની પાસે જવા લાગ્યા. ગુરૂવાણી સાંભળી કુમારનું ચિત્ત અભ્યાસ કરવા પ્રત્યે દોરાયું. આ વખતે રામકુંવર નામની ધર્મિષ્ઠ શ્રાવિકા હતી તેણીએ કુમારને અભ્યાસ કરવામાં અતિશય સહાય આપી.

## ૨.

## અભ્યાસ.

કુમાર પ્રકરણાદિ નામે દંડક, નવતત્ત્વ, જીવવિચાર, સંગ્રહિણી, ( કે જેમાં ત્રણ લોકનું સ્વરૂપ આપેલ છે ) ત્રણ ભાષ્ય ( દેવવંદન, ગુરૂવંદન અને પચ્ચખ્ખાણ ), ક્ષેત્રસમાસ, સિદ્ધપંચાશિકા, કર્મગ્રંથ, કમ્મપયડી (કર્મ પ્રકૃતિ ), પંચસંગ્રહ, કાલવિચાર, અંગુલ–વિચાર, વનસ્પતિ વિચાર, દર્શન સિત્તરી, પાખી સિત્તરી, ખંડ પુદ્ગલ ( અપ્રસિદ્ધ ) આદિ વૃત્તિ સહિત ગુરૂ શ્રી દેવચંદ્રજી પાસે વાંચી અભ્યાસ કરે છે. સપ્તભંગીનીલ, આગમાદિનું રહસ્ય, સાતનય, નિક્ષેપવિચાર, ત્રિભંગી વગેરે તત્વજ્ઞાનનો પણ સારી રીતે અભ્યાસ કરે છે. આમ કરતાં કુમાર ગુરૂ સાથે વિહાર કરે છે. વિહાર કરતાં સુરત આવ્યા, ત્યાં કુમારે શબ્દશાસ્ત્રનો અભ્યાસ કર્યો.

## ૩.

## સમેતશિખર યાત્રા.

સુરતમાં પાટણ શહેરના કચરા કીકા નામના સુશ્રાવક આવી વસ્યા હતા, તેમને પોતાની લક્ષ્મીનો ઉપયોગ યાત્રાર્થે કરવા શ્રી દેવચંદ્રને વિચાર જણાવ્યો અને કોઈ સારા પંડિત પુરૂષને પોતાની સાથે આપવા વિનતિ કરી તેથી ગુરૂએ પુંજાકુમારને લઈ જવા કહ્યું. પછી સમેતશિખરની યાત્રા અર્થે પ્રયાણ થયું. પ્રથમ હોડીમાં બેસી કલીકોટ આવી શ્રી પાર્શ્વપ્રભુનાં દર્શન કર્યાં. ત્યાંથી મગરૂદાબાદ આવી જૈન ચૈત્યોને વંદના કરી. પછી અનુક્રમે શિખરજી આવ્યા, અને તલેટીમાં વાસ કર્યો.

## ૪.

## અદ્‌ભુત સ્વપ્ન.

અહિં ગામધણીનો શિખરજી ઉપર ચડવાનો હુકમ નહોતો. તે વખતે આશ્ચર્યકારક પુંજાકુમારને રાત્રીએ સ્વપ્ન આવ્યું. કોઈ દેવે ( કુમારના મિત્ર–ખુશાલશાના જીવે ) આવી પૂછ્યું કે 'તમે ક્યાંથી અને શામાટે આવ્યાછો ?' ત્યારે કુમારે ઉત્તર આપ્યો કે 'દર્શન અર્થે આવ્યા છીએ, પરંતુ ઉપર ચડવામાં ગામધણી તરફથી અંતરાય નડ્યો છે.' ત્યારે દેવે કહ્યું કે 'ચાલો નંદીશ્વરદ્વીપ, ત્યાં યાત્રા કરાવુ.' કુમાર દેવ સંગાથે નંદીશ્વરદ્વીપ ગયો અને શાશ્વત જિન ચૈત્યને પ્રણામ કર્યા. બાવન ચોમુખ જોયા. પછી દેવે કહ્યું કે 'સીમંધરસ્વામી પાસે લઈ જાવું, તો આપણા વચ્ચેની મૈત્રી ખરી' એમ કહી સીમંધરસ્વામી પાસે લઇ ગયા. ત્યાં તીર્થંકર પ્રભુનું સમવસરણ–ત્રણ ગઢ જોયા; અને સીમંધર પ્રભુના (૮) પ્રતિહાર્ય, અને (૩૪) અતિશય જોઇ કુમાર બહુ પુલકિત થયો અને દેશના અતિ ઉલ્લસિત મને શ્રવણ કરી, દેશના થયા પછી કુમારે સીમંધર પ્રભુને પૂછ્યું કે 'હું ભવ્ય કે અભવ્યછું ? સમકીતી કે મિથ્યાત્વી છું ?' ત્યારે પ્રભુએ કહ્યું કે 'તું ભવ્ય છે, અને તત્વ પ્રાપ્તિરૂપ સમકીતની પ્રાપ્તિ તને આજે થશે.' આ સાંભળી રોમાંચિત શરીર થયું અને જય જયકાર વ્યાપ્ત થયો. આવી રીતે કુમાર સ્વપ્નમાં હરખાય છે, ત્યાં સંઘપતિ કચરાશા આવીને ઉઠાડે છે અને કહે છે 'ઉઠો, ઉઠો, શિખરજી જઈએ. ગામધણીએ ચડવાની આજ્ઞા આપી છે.' એટલે કુમાર ઉપર ચડ્યા અને જિનવરને વાંદ્યા. શિખરજીએ વીશ તીર્થંકરોની કલ્યાણભૂમિ છે તેની યાત્રા સફળ કરી.

## પ્રવાસ.

આમ યાત્રા કરી અનુક્રમે પાછા વળતાં બહુ તીર્થની ભૂમિકાને સ્પર્શ કર્યો. રાજગૃહ, ચંપા, માહણુ ક્ષત્રીકુંડ કે (જ્યાં પ્રભુએ ભાખેલ ઉષ્ણોદકના કુંડ જોયા), પાવાપુરી, મથુરા, કાશી (કે જ્યાં બધાં દર્શનો ભેગાં થયેલછે), વગેરે જોયા. પછી આગ્રામાં આવી ઢુંઢક ( સ્થાનકવાસી ) સાથે વાદ કર્યો. પટણુ ( હાલનું પટના—પાટલીપુત્ર )માં દીગંબરી સાથે વાદ કરી જીત મેળવી પછી મેડતામાં શાહની પોળમાં ઉતરી જિન પ્રતિમાને વાંદ્યા. ત્યાંથી અનુક્રમે પાટણુ શહેરમાં આવ્યા અહિં કચરાશાનો મૂળ વસવાટ હોવાથી તેને બહુ હર્ષ થયો અને ત્યાં ઘણા કરજદારોનું કરજ ફીટાડયું. પછી ત્યાંથી રાધનપુર આવી ઉત્સવ મહોત્સવ કરી સુરત ગયા. ત્યાંથી બુરહાણીપુર આવતાં વચમાં ભાંગીતુંગી અને અંતરીક્ષજીની જાત્રા કરી પછી મુક્તાગિરિ જઇ મક્ષીજી તીર્થયાત્રા માટે ઉજ્જન આવ્યા. ત્યાં પાર્શ્વપ્રભુને વંદના કરી નૌરંગાબાદ આવી પ્રેમચંદ સાથે ઢુંઢક સંબંધી વાદ કર્યો. તેમાં જશ મેળવી મલકાપુરની જાત્રા કરી. ત્યાંથી બુરહાણશેર આવ્યા ને કસ્તૂરશા શ્રાવકને ત્યાં ઉતર્યા. અહીં હેમચંદજી નામના શ્રાવક વસતા હતા. તે ઘણા દુષ્કર તપ કરતા હતા. તેણે પુંજાશાનું વ્યાખ્યાન સાંભળી વૈરાગ્ય ઉપજતાં દીક્ષા લેવા વિચાર કર્યો. ત્યારે હાથ જોડી પુંજાશાને કહ્યું કે આપ દીક્ષા લઈ માગ ગુરૂ થાઓ તો, હું વ્રત લઉં છું કે આપની પાસે મારે દીક્ષા લેવી, અને મારી બધી સંપત્તિ તેમાં વાપરવી; સંઘે પણ તેવીજ વિનંતિ પુંજાશાને કરી કે તેને દીક્ષા આપો. પુંજાશાએ પછી હેમચંદજીની પરીક્ષા કરી જાણ્યું કે હજુ થોડો ઘણો શ્રદ્ધામાં ફેર છે એટલે કહ્યું કે 'મારી મા વૃદ્ધ છે, તેથી હું ગુજરાત જઇ તેમની અનુમતિ લઉં અને પછી દીક્ષા લઉં. આ પછી શા કસ્તૂરશા દેવગત થયા. એટલે પુંજાશા વોહરા ગોકુલદાસજીને ત્યાં આવ્યા અને સુરતમાં મુકામ કર્યો. ત્યાં સંઘને વિશેષાવશ્યક વાંચી સંભળાવ્યું ત્યાંથી અમદાવાદ આવ્યા. અમદાવાદ શ્રી યોગવિમલગણી ( જ્ઞાનવિમલસૂરિના વંશજ ) તથા જિનવિજય પંન્યાસ ( શ્રી સત્યવિજય પંન્યાસના વંશજ) બિરાજતા હતા, તેમને વંદના કરી પોતાની માતા પાસે આવ્યા, અને તેણીની અનુમતિ દીક્ષા માટે માગી. ત્યારે માતાએ કહ્યું ' હું જ્યાં સુધી જીવું ત્યાં સુધી તારે દીક્ષા ન લેવી પછીથી તું સુખે લેજે. પુંજાશા માતાને તીર્થંકર પેઠે તીર્થ સ્વરૂપ ગણી

તે સંબંધી માન રહ્યાં અને શ્રી જિનવિજયના મુખની વ્યાખ્યાનં વાણી નિત્ય શ્રવણુ કરવા લાગ્યા. પછી તેની વૃદ્ધ માતા આયુષ્ય પૂરૂં થતાં પરલોક સિધાવ્યા. ત્યારે પુંજાશાએ તેમનું મૃતકાર્ય કરી શોક નિવાર્યો

૬.

## દિક્ષા અને વિહાર.

અમદાવાદમાં ધૂસાપારેખની પોળમાં ( કે જે હજુ પ્રસિદ્ધ છે ). પાના ચંદ મલુક રહેતા હતા. તે પુંજાશાના રાગી હતા. અને તેથી દીક્ષા લેવાની ના કહેતા હતા. ત્યારે પુંજાશાએ તેમને બહુ સમજાવ્યા અને આજ્ઞા માંગી છેવટે જોશીને બોલાવ્યો અને જોશ જોવરાવ્યો. જોષીએ સં. ૧૯૬૬ના વૈશાખ સુદિ ૬ નો દિન ઘણોજ શુભ છે અને જિનવિજયજી પંન્યાસ પાસે દીક્ષા લ્યો કે જેથી દશો દિશ ઉદય થશે એમ કહ્યું. આથી શામળાની પોળમાં તેજ દિવસે શ્રી જિનવિજય પાસે દીક્ષા લીધી અને ઉત્તમવિજય નામ સ્થાપવામાં આવ્યું. દીક્ષોત્સવ ઘણી ધામધુમથી સંઘ તરફથી કરવામાં આવ્યો અને ચારે કોર જય જય વર્તાયો. પછી ગુરૂ શિષ્યે પ્રેમાપુર આવી ત્યાં ચોમાસું કર્યું. અહિંથી સુરત આવ્યા. અહિં* વિજયદયાસૂરિ વિરાજતા હતા. અહિં સુરતમંડણ પાર્શ્વનાથ, ધર્મનાથ, સંભવનાથ, શાંતિનાથ, ઋષભદેવ, વીરપ્રભુ, અજિતનાથ આદિને વંદના કરી, નંદીશ્વરદ્વીપનો મહોત્સવ થયો. ત્યારપછી ભટ્ટારક શ્રી વિજયદયાસૂરિ પાસે ક્યા ગામ જવું તેનો આદેશ માગ્યો, તેથી તેમણે કોઈ કારણે પાદરા ગામ જવાનું કહ્યું, તેથી પાદરા આવ્યા. ત્યાં સામૈયું કરી પુર પ્રવેશોત્સવ કર્યો. ત્યાં સંઘના આગ્રહથી ભગવતીસૂત્ર વાંચ્યું. અને શિષ્યને ગુરૂજીએ નંદીસૂત્ર શિખાવ્યું. પછી જિનવિજય ગુરૂ સં. ૧૭૯૯ના શ્રાવણ સુદિ ૧૦ ને દિને દેવંગત થયા. એટલે ગુરૂભાઈને લઈને શ્રી ઉત્તમવિજય ખંભાત આવ્યા. ત્યાં ઉપધાન, માલારોપણ વગેરે કર્યું. ત્યાંથી પાટણ આવ્યા. ત્યાં પણ ઉપધાન વહેવરાવ્યા. પછી આદેશથી ભાવનગર આવ્યા. ત્યાં પોતાના

---

*વિજયદયાસૂરિ (તપાગચ્છની ૬૬ મી પાટે ) ૬૭ મા પટ્ટધર શ્રી વિજયક્ષમાસૂરિ સં. ૧૭૮૪ માં માંગરોળમધ્યે સ્વર્ગ જવાથી તેમની પછી શ્રીવિજયદયાસૂરિ બેઠા. આમણે સં. ૧૮૦૭ના મહા સુદ ૨ ને દિને શત્રુંજયપર આદિજિનની પ્રતિષ્ઠા કરાવી છે. આમની પછી શ્રીવિજયધર્મસૂરિ, તેની પછી વિજયદેવેન્દ્રસૂરિ તેનીપછી વિજયધરણેંદ્રસૂરિ, તેનીપછી વિજયરાજેંદ્રસૂરિ બેઠા.

પ્રથમ ગુરૂ અને ધર્મબોધક શ્રી દેવચંદ્રજીને પ્રેમાદરથી બોલાવ્યા, અને તેમની પાસે ભગવતી, પન્નવણા, અનુયોગદ્વાર આદિ સર્વ સૂત્રો વાંચ્યા એટલે શ્રી-દેવચંદ્રજીએ ઉત્તમવિજયજીને યોગ્ય જાણી સર્વ આગમ વાંચવાની આજ્ઞા આપી. તેટલામાં કચરા કીકા સંઘ લેઇ સિદ્ધાચળની યાત્રા કરવા અર્થે આવ્યા, તેની સાથે ઉત્તમવિજયજી ગયા. ત્યાંથી શ્રીઉત્તમવિજયજીએ રાજનગર આવી બે ચોમાસાં કર્યાં, અને ત્યાં ભગવતીસૂત્ર વંચ્યું ઉપધાન શ્રાવક શ્રાવિકાને વહેવરાવ્યા. અહીં સુરતના સંઘપતિ કચરા કીકા આદિ સંઘે ભટ્ટારકશ્રીને શ્રીઉત્તમવિજયજીને મોકલવા વિનતિ કરી. તેમણે હા પાડી, તેથી સુરત આવતાં વચમાં ખેડા પાદરા, ભરૂચ રહ્યા. સુરત આવતાં સામૈયું થયું. પછી પન્નવણા સૂત્ર વાંચ્યું. અને ત્યાં ચોમાસું કર્યું. પછી બીજું ચોમાસું કરવા ફરી ભટ્ટારકશ્રી પાસે આદેશ માગ્યો ત્યાં બીજું ચોમાસું રહ્યા. ઉપધાન, સ્વામીવત્સલ ઘણાં થયાં. બે શિષ્યને દીક્ષા દીધી. પછી નવસારી જાત્રા કરી. ત્યાં નવાનગરથી વિનતિ આવી. ગુરૂ ખંભાત આવી એક શિષ્યને દીક્ષા આપી, ત્યાંથી અમદાવાદ, ભાવનગર, ગિરનાર એમ વિહાર કરી નવાનગર ચોમાસું કર્યું, ને ત્યાં ઉપધાન વહેવરાવ્યાં. ત્યાંથી રાધનપુર ઉત્સાહપૂર્વક આવ્યા. ભગવતીસૂત્ર વાંચ્યું અને ઉપધાન વહેવરાવ્યાં. પછી સંઘ સાથે શંખેશ્વર પાર્શ્વનાથની, નવાનગરથી રૈવતગિરિની, અને સિદ્ધક્ષેત્રની જાત્રા કરી ભાવનગર આવ્યા. ત્યાં સૂત્રકૃતાંગ સટીક વાંચ્યું અને ઉપધાન માલારોપણ કરાવ્યું. પછી ખંભાત આવી બે શિષ્યને દીક્ષા આપી. ત્યાંથી રાજનગર અને ત્યાંથી દક્ષિણ દેશ વિહાર કર્યો ત્યાંથી પાછા ફરી સુરત શહેરમાં બે ચોમાસાં કર્યાં. પછી બુહરાનપુરના સંઘની વિનતિ આવી, પરંતુ પોતાની વૃદ્ધાવસ્થા આવવાથી ત્યાં વિહાર ન કર્યો અને પોતાના શિષ્યોને ત્યાં મોકલી આપ્યા, અને પોતે સુરત રહ્યા. આ વખતે ચાંપાનેરથી કમલશાહ શેઠ આવ્યા, અને પોતાને ગામ આવવા વિનતિ કરી. બહુ આગ્રહથી ચાંપાનેર ગયા, અને ત્યાં ચોમાસું કર્યું. ત્યાં પણ ઉપધાન અને માલા પહેરાવી લીંબડી બે ચોમાસાં કર્યાં. અહીંપણ ઉપધાન વહેવરાવ્યાં. ત્યાં બુહરાનપુર મોકલેલા શિષ્યો સિદ્ધાચલની જાત્રા અર્થે આવ્યા, અને ત્યાંથી પાલીતાણે જઇ પ્રતિષ્ઠા કીધી પછી પાટણની વિનતિ આવવાથી પાટણ આવી ઉપધાન વહેવરાવી રાધનપુરમાં બે ચોમાસાં કર્યાં. ત્યાંથી તારાચંદ કચરાનો સંઘ લઈ તારંગા, આબુ, સંખેશ્વર પાર્શ્વપ્રભુની યાત્રા કરી પાછા રાધનપુર આવ્યા. ત્યાંથી સોઇગામમાં આવી બિંબપ્રતિષ્ઠા કરી અને પછી સિદ્ધપુર આવ્યા. ત્યાંથી પાદરા ચોમાસું રહ્યા, અને વડોદરે વર્ષાઋતુ બેસી જવાથી વિનતિ છતાં જવાયું નહિ. પછી સુરતની વિનતિ

આવી તેથી ત્યાં જવા ડભોઈ આવ્યા ( લોઢણ પાસની જાત્રા કરી ), ત્યાંથી પાટણ અને પાટણથી સુરત આવ્યા અહિં ગુરૂભાઇ શ્રીખુશાલવિજય પંન્યાસ સાથે રહ્યા. તેમની સાથે અને તેમના શિષ્યો સાથે શ્રી ઉત્તમવિજયજી અને તેના પરિવારને ઘણો સંપ હતો. અહિં ચોમાસું કર્યું.

૭

## નેત્ર તથા શરીરવ્યાધિ અને સ્વર્ગગમન.

અહિં શ્રી ઉત્તમવિજયજીને આંખે બહુ પીડા થઇ, ઘણાં ઓસડ વેસડ કર્યાં, પણ કારી ફાવી નહિ અને નેત્રરત્નને ખોડ આવી. ભાવિ ભાવ મટતા નથી. પછી રાજનગરની વિનતિ આવવાથી રાજનગર આવ્યા. અહીં એક દીવસ તાવ આવ્યો તેની પીડા નવ દિવસ સુધી રહી, પરંતુ આર્તધ્યાન ન થતાં ધર્મધ્યાનમાં ચિત્ત દઢ રહ્યું અને સંવત્ ૧૮૨૭ મહા સુદિ ૮ ને દિને ૬૭ વર્ષની વયે દેહ મૂકયો આવી રીતે ૩૮ વર્ષ ગૃહવાસમાં રહી, ૨૯ વર્ષ દીક્ષા પર્યાય પાલ્યો, અગર ચંદનાદિથી રાગી શ્રાવકોએ દેહનો અગ્નિ સંસ્કાર કર્યો, અને ગુરૂના સ્મરણાર્થે હરિપુરામાં ગુરૂનો સ્થુભ કરાવ્યો.

### કૃતિઓ.

૧ જિનવિજયનિર્વાણ રાસ.
૨ અષ્ટપ્રકારી પૂજા સં. ૧૮૨૩
૩ પંચતીર્થની પૂજા

### રાસકાર શ્રીપદ્મવિજય.

આ રાસ કરનાર શ્રી પદ્મવિજય ઉપરના ચરિત્ર નાયક ઉત્તમવિજયજી-નાજ શિષ્ય હતા. તેમણે આ રાસ સંવત્ ૧૮૨૮ ના પોષ મહિનાની ૭ ને સૂર્યવાર (રવિવાર)ને દિને પૂર્ણ કર્યોછે. તે લગભગ પોતાના ગુરૂના સ્વર્ગગમન પછી એક વર્ષે. તેથી આની વિશ્વનીયતા પૂરી લાગે છે. આ રાસકારનું જીવન તથા કૃતિઓ આ પછીજ જોઇએ છીએ એટલે અહીં વિશેષ લખવાનું રહેતું નથી.

આ ગ્રન્થકારની પરમ્પરામાં થયેલા અને વર્તમાન મુનિઓની ગુરૂ પરમ્પરા.

# ગુરૂપરંપરા.

આચાર્ય વિજયસિંહસૂરિ
|
પંન્યાસ સત્યવિજયજી ગણિ
|
પં૦ કપૂરવિજયજી ગણિ
|
પં૦ ક્ષમાવિજયજી ગણિ
|
પં૦ જિનવિજયજી ગણિ
|
પં૦ ઉત્તમવિજયજી ગણિ
|
પં૦ પદ્મવિજયજી ગણિ
|
પં૦ રૂપવિજયજી ગણિ
|
પં૦ અમીવિજયજી ગણિ
|
પં૦ સૌભાગ્યવિજયજી ગણિ
|
પં૦ રત્નવિજયજી ગણિ
|
પં૦ પ્રભાવવિજયજી ગણિ

---

આચાર્ય વિજયનીતિસૂરિ  પં૦ દયાવિજય  મુ. ગંભીરવિ.  મુ ચારિત્રવિ.

---

પં. દાનવિ.  પં. હર્ષવિજય.  મુ. મુક્તિવિ.  મુ રાજવિ.  મુ ઉદયવિ.  મુ. સંપવિ.
મુ. તિલકવિ.

મુ રમણીકવિ.  મુ. મનોહરવિ.

---

મુનિ માનવિજય.  મુ કલ્યાણવિજય.  મુ. મંગળવિ.  મુ, સુમતિવિ.

श्रीसत्यविजयग्रंथमाला नं. १

अर्हम्

સકલ પણ્ડિત ચક્ર ચક્રવર્તિ પણ્ડિત શ્રીઉત્તમવિજય ગણિ
વિરચિત

સ્વોપજ્ઞ વિવરણુ સહિત.



# संयमश्रेणीगर्भितश्रीमहावीर स्तवन.

श्रीवर्द्धमानं जिनं नत्वा, वर्द्धमानगुणास्पदम् ।
स्वोपज्ञसंयमश्रेणी–स्तवस्यार्थो वितन्यते ॥ १ ॥

## ઢાળ પહેલી.

પ્રથમ ગોવાલતણે ભવેજી. એ દેશી.

केवलज्ञान दिवाकरूजी, सिद्धबुद्ध सुखदाय ।
आतमसंपद भोगवेजी, वर्द्धमान जिनराय ॥
गुणोदधि शासन नायक वीर, मेरु महिधर धीर ॥
गुणो० शास ॥१॥ ए आंकणी ॥

અર્થઃ—સમસ્ત કેવલજ્ઞાનાવરણીયકર્મના ક્ષયથકી ઉપન્યું જે કેવલજ્ઞાન તદ્રૂપ સૂર્ય છે. ક્ષાયકભાવે સકલ ગુણ, નિષ્પન્ન સિદ્ધ છે. સમસ્ત વસ્તુસ્વભાવનું બુદ્ધકે૦ જાણ છે. ઉપકારીપણે સર્વ સુખના દાતાર છે. સ્યાદ્વાદપણે પરિણમિત અનંત ગુણ પર્યાય રૂપ આત્મસંપદાને ભોગવે છે. એહવા ચોવીસમા તીર્થંકર સામાન્યકેવલીઓમાં રાજા સરિખા શ્રીવર્ધમાનસ્વામી, ગુણોના સમુદ્ર, ગુણરુપ રત્નની ઉત્પત્તિનું સ્થાનક, વર્તમાન શાસનના અધિપતિ શ્રી વીર પરમેશ્વર છે. વળી ઉપસર્ગ પરિસહ આવેથકે અડગ રહ્યા માટ મેરૂનીપરે ધીર છે, એટલે વંદનાત્મક, સ્તવનાત્મક અને વસ્તુનિર્દેશાત્મક એ ત્રણ પ્રકારના નમસ્કાર છે તેમાં સ્તવનાત્મક ઇષ્ટસમુચિત નમસ્કાર કર્યો. ૧

अनुक्रमि संयम फरसतोजी, पाम्यो क्षायक भाव ।
संयमश्रेणी फूलडेजी, पूजुं पद निष्पाव ॥गु०॥२॥

અર્થઃ—અનુક્રમે ઉત્તરોત્તર પ્રધાન સંયમ સ્થાનક ફરસતો થકો—यदुक्तं दशाश्रुतस्कंधे—" तस्स णं भगवंतस्स अणुत्तरेणं नाणेणं अणुत्तरेणं दंसणेणं अणुत्तरेणं चरित्तेणं अणुत्तरेणं आलएणं अणुत्तरेणं विहारेणं अणुत्तरेणं वीरिएणं अणुत्तरेणं अज्जवेणं अणुत्तरेणं मद्दवेणं ' ઇત્યાદિક મોહનીય કર્મનો ક્ષય કરી ઉત્કૃષ્ટ સંયમસ્થાનરૂપ ક્ષીણમોહ ગુણસ્થાનક પામ્યો એહવા શ્રીવર્ધમાનસ્વામી તેના પાપરહિત ચરણકમલને સંયમશ્રેણી રુપ ભાવ ફુલે કરીને પૂજું કે. અર્ચું છું. એ વંદનાત્મક નમસ્કાર કર્યો. ૨

वाचक जसविजये रच्योजी, संखेपे सज्झाय ।
विस्तरी जिनगुण गावतांजी, जीहा पावन थाय॥गु० ३॥

અર્થ:—પ્રથમ સંયમ શ્રેણીની સજ્ઝાય તીક્ષ્ણ બુદ્ધિવાળાને ગમ્ય થાય એવું ન્યાયવાદિઓને વિષે મુકુટમણિ સમાન ઉપાધ્યાય શ્રી જશોવિજય ગણિએ રચ્યું છે, પણ તેની રચના સંક્ષેપે કરી છે. માટે વિસ્તાર રૂચીને અર્થે વિસ્તારે સંયમસ્થાનક ગર્ભિત જીનેશ્વરનાં ગુણ ગાવતાં જીભ તથા જન્મ પવિત્ર થાય ઉત્તમ જીવને એ રાજ મનોરથ હોય છે. यदुक्तं-चिरसंचिय पावपणासणीइ, भवसय सहस्स महणीए । चोवीसजिनविणिग्गयकहाइं वोलंतु मे दीअहा ॥ १ ॥ એટલે મંગલ અભિધેયાદિક કહ્યાં. ૩

बार कषाय क्षय उपसमेजी, सरव विरती गुणठाण ।
तेना आदिम ठाणमांजी, पर्यवनुं परिमाण ॥गु० ४॥

અર્થ:—હવે આદ્યના બાર કષાયને ક્ષયોપશમે એટલે જે દલિક ઉદય આવ્યાં તેનો ક્ષય કરે અને જે ઉદય નથી આવ્યા તેને ઉપશમાવે અને પ્રદેશે ઉદય આવ્યાને વેદે. એવી અવસ્થાએ વર્તતાં થકાં અવિરતિ દેશવિરતિ પ્રમુખ બાર કષાયને અભાવે ઉપન્યું જે સર્વવિરતિરૂપ છઠું ગુણસ્થાનક તેના સર્વ જઘન્યમાં જઘન્ય સ્થાનકમાં એટલે આદિમ જે પ્રથમ સ્થાનક તેમાં નિર્વિભાગ ભાગ એટલે જેના કેવલીની બુદ્ધિએ પણ એક ખંડના બે અંશ ન થાય એવા જે ચારિત્રના પર્યાય અથવા અંશ તેનું પ્રમાણ જે સંખ્યા તે કહે છે. ૪

सरवाकाश प्रदेशथीजी, अनंतगुणा अविभाग ।
बृहत्कल्पना भाष्यमांजी, भाषे तुं महाभाग ॥गु० ५॥

અર્થ:—લોકાલોકના આકાશ પ્રદેશ જેટલા મે અનંતે છે. એટલે અનંતાની ગણના અનંત પ્રકારની છે. તેમાં લોકાલોકના આકાશ પ્રદેશની ગણનાનું જે અનંતું છે, તેને અનંતગુણું કરીએ. એટલા અવિભાગ છઠ્ઠા ગુણસ્થાનકના સર્વથી જઘન્યમાં જઘન્ય સ્થાનક જે પહેલું સ્થાનક તેમાં છે. એ રીતે વૃહત્કલ્પનાભાષ્યમાં હે મહાભાગ્ય! મહાપૂજ્ય! તું કહે છે. यदुक्तं–ते कत्तिया पएसा, सव्वागासस्स मग्गणा होई । ते तत्तिया पएसा, अविभागतओ अणंतगुणा ॥१॥ इति.

એ રીતે સર્વવિરતિ ગુણસ્થાનના સર્વથી જઘન્યમાં જઘન્ય પહેલા સંયમ–સ્થાનમાં એટલા નિર્વિભાગ હોય. એ નિર્વિભાગ સર્વોત્કૃષ્ટ વિશુદ્ધ દેશવિરતિ ગુણસ્થાનકના નિર્વિભાગથી સમસ્ત જીવ જેટલે અનંતે છે તેટલે અનંતે ગુણતાં જેટલા અનંતા થાય તેટલા જાણવા, ગ્રન્થાન્તરે એમ પણ કહ્યું છે જે ઉત્કૃષ્ટ દેશવિરતિ વિશુદ્ધસ્થાનકના અવિભાગ દશહજાર અસત્કલ્પનાએ કલ્પિએ, પછી સર્વ જીવ તો અનંતા છે તેને પણ અસત્કલ્પનાએ એક શત પ્રમાણ કલ્પીએ પછી તે પરસ્પર દશ હજારને સો ગુણા કરીએ તે વારે દશ લાખ થાય. એટલા અવિભાગ સર્વવિરતિના પ્રથમ સંયમસ્થાનકમાં છે. ૫

भाग अनंते आदिथीजी, बीजे ठाणे वृद्धि ।
इम अनंत भागुत्तरेजी, थानकनी होय सिद्धि॥ गु० ६॥

અર્થઃ—એ પહેલા સ્થાન થકી બીજા સંયમસ્થાનકમાં અનંતમે ભાગે વૃદ્ધિ હોય એટલે પહેલા સંયમસ્થાનકમાં જેટલા અવિભાગ છે તે જેટલા ચઉદ રાજલોકમાં જીવ છે તે સર્વ જીવને સરખે ભાગે વહેંચી આપતા એક જીવને ભાગે જેટલા સંયમના અવિભાગ આવે તેટલા અવિભાગની પહેલા સંયમસ્થાનનાં અવિભાગ કરતાં બીજા સંયમસ્થાનમાં વૃદ્ધિ થાય. એવી રીતે બીજા સંયમસ્થાનથી વલી ત્રીજા સંયમ સ્થાનમાં પણ તેટલાજ અવિભાગની વૃદ્ધિ થાય. તેમ ત્રીજાથી ચોથામાં યથોત્તર અનન્તભાગ વૃદ્ધિ થાય. તેમજ આગલ પણ સંયમસ્થાનની નિષ્પત્તિ થાય. હવે એમ વૃદ્ધિ કરતાં સર્વ કેટલાં સંયમસ્થાનકે એક કંડક થાય તે કહે છે. ૬.

अंगुल भाग असंखमांजी, जे आकाशप्रदेश ।
तेता थानक नीपजेजी, कंमक तास निवेश॥ गु ०७॥

અર્થઃ—એક અંગુલ માત્ર આકાશક્ષેત્રના અસંખ્યાતમા ભાગમાં જેટલા આકાશ પ્રદેશ છે તેટલા અનંતભાગ વૃદ્ધિના સંયમ સ્થાનક નીપજે કે૦નીપજાવિયે, એટલા સંયમના સ્થાનકનો સમુદાય તેને આગમપરિભાષાએ કંડકની સ્થાપના કહીએ. उक्तं च–' कडंति एत्थ भन्नई अंगुलभागो असंखिज्जो ' ॥ ७ ॥

बीजा कंमक गणमांजी, आदि असंख्यांस जाण ॥
तदनंतरनंत भागनाजी, थानक कंमक माण॥गु०॥८॥

અર્થઃ—હવે પૂર્વે જે અનંત ભાગવૃદ્ધિના કંડકનું સ્વ-

રુપ બતાવ્યું તે અનંતભાગવૃદ્ધિ કંડકની થાપના ને અનંતર બીજો અસંખ્યાત ભાગવૃદ્ધિના કંડકની સ્થાપના થાય. તે આવી રીતે જે પૂર્વે અનંતભાગવૃધ્ધિ કંડકના ચરમસ્થાનકમાં જેટલા અવિભાગ છે તે થકી આ બીજા કંડકના આદિ સ્થાનકમાં અસંખ્યાતમે ભાગે વૃધ્ધિ જાણવી.

એટલે પહેલા કંડકના ચરમસ્થાનકમાં જેટલા અવિભાગ છે તે અસંખ્યાતા લોકાકાશ પ્રદેશને વહેંચી આપતાં એક પ્રદેશને ભાગે જેટલા અવિભાગ આવે તેટલા અસંખ્યાતમા ભાગના અંસની બીજા કંડકના પ્રથમ સ્થાનકમાં વૃધ્ધિ થાય. તેને અનંતર વલી અનંતભાગ વૃધ્ધિના સ્થાનક કંડક પ્રમાણ થાય તે કેમ અસંખ્યાતભાગ વૃદ્ધિના પ્રથમ સ્થાનથી અનંતમો ભાગ વધે એવું પ્રથમસ્થાનક તેવું અનંતમો ભાગવૃધ્ધિરૂપ બીજું સ્થાનક એમ યથોત્તર કંડક પ્રમાણ હોય એમ આગલ પણ પાછલા સ્થાનથી આગલા સ્થાનમાં ભાગવૃધ્ધિ તથા ગુણવૃધ્ધિ પોતાની બુદ્ધિએ જાણવી. ૮

**ह्मनंत भाग वृद्धिनेजी, कंमक कंमक मध्य ।**
**गण असंख्यांस वृद्धिनाजी, कंमक माने लद्ध ॥गु०॥ए॥**

અર્થઃ—એમ અનંત ભાગ વૃધ્ધિના કંડક પ્રમાણ સ્થાનક અને અસંખ્યાત ભાગ વૃધ્ધિનું એક સ્થાનક એ રીતે અનંત ભાગ વૃદ્ધિ કંડક કંડકને વિચાલે અસંખ્યભાગ વૃદ્ધિનું એકેક સ્થાનક કરતાં અસંખ્યાત ભાગ વૃદ્ધિનાં સ્થાનક કેટલાં થાય તે કહે છે. कंडक मानेलद्ध के० કંડક પ્રમાણે લાધા એટલે એક કંડક પ્રમાણ થયાં. એટલે ષટ્ વૃદ્ધિમાંહે અસંખ્યભાગવૃદ્ધિરૂપ બીજી વૃદ્ધિ પૂરી થઇ. ૯

તે આગેનંત ભાગનાજી, થાનક કંડક માત ।
તદનંતર સંખ્ય ભાગનું જી, થાનક એક વિખ્યાત ॥
ગુ૦ ॥ ૧૦ ॥

અર્થઃ—તે અસંખ્યભાગ વૃદ્ધિ કંડકના ચરમ સ્થાનકને આગે કે૦ આગલ અનંતર અનંતભાગ વૃદ્ધિના સ્થાનક કંડક માત્ર થાય. એટલે કંડક પ્રમાણ કરીએ તે વાર પછી સંખ્યાત ભાગ વૃદ્ધિનું એક સ્થાનક પ્રસિદ્ધ હોય એટલે પૂર્વે પશ્ચાત્ થએલા કંડકના ચરમ સ્થાનકમાં જેટલા અવિભાગ છે તેને ઉત્કૃષ્ટ સંખ્યાતપદ સાથે ભાગ દેતાં એકને ભાગે જેટલા આવે તેટલા વધે એમ આગલપણ સ્વબુદ્ધિએ જાણી લેવું. ૧૦

તે ઊપર દ્વય વૃદ્ધિનાજી, જેત્તા ઠાણ અતીત ।
તે કીધે સંખ્ય ભાગનુંજી, બીજું ઠાણ પવિત્ત ॥ગુ૦૧૧॥

અર્થઃ—હવે તે સંખ્યાત ભાગ વૃદ્ધિના પ્રથમ સ્થાનકને ઊપર દ્વય કે૦ બે વૃદ્ધિના સ્થાનક જેટલા અતિક્રમ્યા છે. એટલે પૂર્વે અનંતભાગ વૃદ્ધિ અને અસંખ્યાત ભાગ વૃદ્ધિ એ રીતે બે વૃદ્ધિના જેટલાં સ્થાનક ગયાં છે તે સર્વને આ પહેલા સંખ્યાત ભાગ વૃદ્ધિનામા સ્થાનકને આગલ કરીએ તે કરવા પછી સંખ્યાત ભાગ વૃદ્ધિનું બીજું સ્થાનક પવિત્ર સંયમ પરિણામ રૂપ આવે. ૧૧

ઇમ વૃદ્ધિ દ્વય અંતરેજી, કંડક માને ઇટ્ઠ ।
અંસ સંખ્યાતે વૃદ્ધિનાજી, થાનક જિનવર પુટ્ઠ ॥ગુ૦૧૨॥

અર્થઃ—એજ રીતે આગલ પણ તે અનંત ભાગ વૃદ્ધિ

તથા અસંખ્યાતભાગવૃદ્ધિ એ દ્વય કે૦ બે બે વૃધિના સ્થાનકને વચમાં એકેક સંખ્યાત ભાગ વૃદ્ધિનું સ્થાનક કરતાં કંડક પ્રમાણ નીપજે. હે ઇષ્ટ હે પ્રાણવલ્લભ ! તે સંખ્યાત ભાગ વૃદ્ધિના સ્થાનક હે જિનવર ! હે વીતરાગ ! તુને ફરસ્યા. ૧૨

वलि पूरव द्वय वृद्धिनाजी, थानक सरव करेह ।
आगल गुण संख्याततनुंजी, थानक एक धरेह ॥गु०१३॥

અર્થઃ—સંખ્યાતભાગ વૃધિ કંડકના ચરમસ્થાનકને આગલે પૂર્વલી બે વૃધ્ધિના જેટલાં સ્થાનક ગયાં છે. તેટલાં સર્વ સ્થાનક કરવાં એટલે કરીએ. તેને આગલ સંખ્યાતભાગવૃધ્ધિનું કંડક પુરૂં થયું. તે માટે તેને ઠેકાણે સંખ્યાતગુણ વૃદ્ધિનું એક સંયમ સ્થાનક ધરે એટલે ધરિયે સ્થાપિયે એટલે પાછલ અસંખ્યાત ભાગવૃધ્ધિનુ કંડક ગયું છે તેના ચરમસ્થાનકમાં જેટલા અવિભાગ છે તેને ઉત્કૃષ્ટ સંખ્યાત ગુણા કરીએ. તે સંખ્યાત ગુણા કરતાં જેટલા અવિભાગ થાય તેટલા અવિભાગ પ્રથમ સંખ્યાત ગુણ વૃદ્ધિના સ્થાનકમાં વધે એ રીતે આગલ પણ સ્વબુદ્ધિએ જાણવું. ૧૩

एम त्रिक वृद्धिने अंतरेजी, गुण संख्यातना ठाण।
कंम्डक माने नीपजेजी, जाणे तुं वरनाण ॥गु०॥१४॥

અર્થઃ—એમ ત્રિક વૃદ્ધિને વિચાલે એટલે પૂર્વે જે અનંતભાગ વૃદ્ધિ, અસંખ્યાતભાગ વૃદ્ધિ, સંખ્યાત ભાગવૃદ્ધિ એ ત્રણ ત્રણ વૃદ્ધિના સર્વ સ્થાનકને વિચાલે એક એક સંખ્યાત ગુણનું સ્થાનક કરીએ. એમ કરતાં સંખ્યાતગુણ

વધિના સ્થાનક કંડક પ્રમાણુ નીપજે. એટલે ષટ્ વૃધ્ધિમાંહિ ચોથી સંખ્યાતગુણુ વૃધ્ધિ પૂરી થઇ. સંયમ સ્થાનક ચારિત્ર પરિણામ રૂપ હોવાને લીધે અરૂપી છે. તે માટે હે સર્વજ્ઞ ! તે સર્વ તું જાણે છે. ૧૪

पुनरपि त्रिक वृद्धितणाजी, पूरी थानक सर्व ।
असंख्यात गुण वृद्धिनुंजी, थानक एक अगर्व ॥गु०१५॥

અર્થ:—સંખ્યાત ગુણુ વૃદ્ધિ કંડકના ચરમ સ્થાનકથી આગલ વલી ત્રણુ વૃદ્ધિના એટલે અનંતભાગ વૃદ્ધિ, અસંખ્યાતભાગ વૃદ્ધિ અને સંખ્યાત ભાગવૃદ્ધિ એ ત્રણુ વૃદ્ધિના સ્થાનક જેટલાં પૂર્વે ગયાં છે તે સર્વ સંયમસ્થાનક પૂરીને નીપજાવીને તે પછી અસંખ્યાતગુણુ વૃદ્ધિનું એક સંયમસ્થાન આવે. માટે હે અગર્વ પાશ્ચાત એટલે પૂર્વે થએલા અનંતર કંડકના ચરમ સંયમસ્થાનકમાં જેટલા અવિભાગ છે તેને અસંખ્યાત લોકાકાશ પ્રદેશ પ્રમાણે ગુણાકાર કરતાં જેટલા અવિભાગ થાય તેટલા અવિભાગ પ્રથમ અસંખ્યગુણુ વૃદ્ધિનાં સ્થાનકમાં વધે. ૧૫.

चतुरंतर - अंतरेजी, थानक कंडक मेय ।
असंख्यातगुण वृद्धिनाजी, पंडित वीर्य वरेय ॥गु० १६॥

અર્થ:—તે વાર પછી વલી આગલ પણુ ચાર ચાર વૃદ્ધિને વિચાલે એકેક અસંખ્યાતગુણુ વૃદ્ધિનું સંયમસ્થાનક નીપજે. એમ નીપજાવતાં કંડકમાત્ર થાય. એ અસંખ્યાતગુણુ વૃદ્ધિનાં સંયમસ્થાનક એટલે અસંખ્યાતગુણુ વૃદ્ધિનાં પ્રથમ સ્થાનક પછી અનંતભાગવૃદ્ધિ, અસંખ્ય-

ભાગવૃદ્ધિ સંખ્યાતભાગવૃદ્ધિ, સંખ્યાત ગુણવૃદ્ધિ એવાં ચાર વૃદ્ધિનાં સ્થાનક કર્યા પછી અસંખ્ય ગુણવૃદ્ધિનું બીજું સ્થાનક આવે. એ રીતે ચાર ચાર વૃદ્ધિને વિચાલે એકેક અસંખ્યાતગુણ વૃદ્ધિનુ સ્થાનક કરતાં કંડક માત્ર થાય એટલે ષટ્ વૃદ્ધિમાંહે અસંખ્યાતગુણવૃદ્ધિરુપ પાંચમી વૃદ્ધિ પૂરી થઇ. એ સર્વ સંયમ સ્થાનકરુપ આત્મગુણ તે હે વીર ! હે પરમેશ્વર !તુમે પંડિતવીર્યે કરીને વર્યા પામ્યા માટે તુમે વંદ્ય પૂજ્ય સ્તુત્ય છો. તમારી સ્તવના કરતા એવાં ગુણ પામીએ. ૧૬.

ऊपर वली चउ वृद्धिनांजी, फरसे थानक सार ।
तदनंतरनंतगुणनुंजी, थानक एक उदार ।।गु० ।। १७ ।।

અર્થઃ—હવે તે અસંખ્યગુણ વૃદ્ધિ કંડકના ચરમ સ્થાનકને ઉપર વલી ચાર વૃદ્ધિનાં સ્થાનક એટલે અનંતભાગવૃધ્ધિ તથા અસંખ્યાતભાગવૃધ્ધિ અને સંખ્યાતભાગવૃધ્ધિ તથા સંખ્યાતગુણવૃધ્ધિ એ ચાર વૃધ્ધિનાં સર્વ સ્થાનક ફરસે હે સાર હે જગત ઉત્કૃષ્ટ પ્રભુ ! તેવાર પછી વલી આંતરારહિત અનંતગુણ વૃધ્ધિનું એક પ્રથમ સ્થાનક મ્હોટું આવે. એટલે પાશ્ચાત્ય જે (પૂર્વે થએલા) અનંતર સંયમ સ્થાનકમાં જેટલા અવિભાગ છે તે સર્વ જીવોની સંખ્યારૂપ જે અનંતો છે તે અનંતા સાથે અનંતગુણ કરતાં જેટલા અવિભાગ થાય તેટલા અવિભાગ અનંતગુણ વૃધ્ધિના પ્રથમ સ્થાનકમાં વધે. ૧૭.

पंच पंच वृद्धि विचेजी ठाण एक एक जोय ।
इम अनंतगुण वृद्धिनाजी, कंडक माने होय ।।गु०।।१८।।

અર્થઃ—અનંત ગુણવૃધ્ધિના પ્રથમ સ્થાનક પછી અનંતર અનંતભાગ વૃધ્ધિ, અસંખ્યભાગવૃદ્ધિ, સંખ્યાતભાગવૃદ્ધિ, સંખ્યાતગુણવૃધ્ધિ, અસંખ્યાતગુણવૃદ્ધિ એવાં પાંચ વૃદ્ધિરૂપ સમસ્ત સંયમસ્થાનક ઉપજે. તે વાર પછી એક અનંતગુણવૃદ્ધિનું બીજું સંયમસ્થાનક આવે. એ રીતે પાંચ પાંચ વૃધ્ધિને વિચમાં એક એક અનંતગુણવૃદ્ધિનું સ્થાનક નીપજે તે જ્ઞાન દ્દષ્ટિએ જુઓ. એમ કરતાં અનંતગુણવૃધ્ધિનાં સંયમસ્થાનક કેટલાં થાય તે કહે છે. કંડક પ્રમાણે હોય એટલે અંગુલના અસંખ્યાતમા ભાગમાં જેટલા આકાશ પ્રદેશ છે તેના જેટલા અનંતગુણ વૃધ્ધિના સંયમસ્થાનક થાય તે કંડક થયું. ૧૮.

ऊपर वली पंच वृद्धिनाजी फरसे संयम ठाण ।
प्रवचन अनुसारे कह्युंजी, षट थानक परिमाण ॥गु० १९॥

અર્થઃ—હવે અનંતગુણવૃધ્ધિના ચરમ સ્થાનકને ઉપર વલી મૂલથકી પાંચે વૃધ્ધિના સર્વ સંયમસ્થાનક ફરસે. પણ પાંચવૃધ્ધિ પૂરી કર્યા પછી પ્રસંગે આવ્યું જે અનંતગુણવૃદ્ધિનું સ્થાનક તે ન કરવું કેમકે ષટ્ સ્થાનક પૂરૂં થયું તે માટે. એ રીતે ષટ સ્થાનકના પરિમાણની પ્રરૂપણા તે પ્રવચન અનુસારે કે૦ કલ્પભાષ્ય તથા પ્રવચન સારોધ્ધારની ટીકાને અનુસારે કહી. ૧૯

असंख्य लोकाकाशनाजी, प्रदेशने परिमाण ।
इक षट थानक ऊपरेजी, ऊठे वली षट ठाण ॥गु०२०॥

અર્થઃ—ચઉદરાજ પ્રમાણ એક લોકાકાશ છે. એહવા

અસંખ્યાતા લોકાકાશ અલોકમાં કલ્પીએ. તેના જેટલા આકાશ પ્રદેશનું સમૂહ થાય તેટલા પ્રદેશને પ્રમાણે એક પ્રથમનું મૂલ ષટસ્થાનકને ઉપર ઉપર વલી બીજા ષટ્ સ્થાનિક ઉપજે. એટલે અસંખ્યાતી વાર ઉપરા ઉપર ષટ સ્થાનક થાય. उक्तं च–छठाणगअवसाणे, अन्नं छट्ठाणयं पुणो अन्नं । एवमसंखा लोगा, छट्ठाणाणं मुणेयव्वा ॥ १ ॥ २० ॥

ए संयम ठाणठाणमां जी, जे वरते मुनिराय ।
वंद्य अपर भजनापणें जी, भाष्यकल्पमां जोय॥सु०२१॥

અર્થઃ—ए संयम के० ચારિત્ર ગુણસ્થાનકમાં એટલે છઠા ગુણઠાણાના આઘના સ્થાનકથી માંડીને યથાખ્યાત્ત ચારિત્રરૂપ ચરમ સ્થાનક પર્યંત તેમાં જે મુનિરાજ વર્તે છે તે મુનિ વાંદવા યોગ્ય છે. પણ વેશમાત્રને વાંદવાનું પ્રયોજન નથી उक्तं च- वेसोवि अप्पमाणो, असंजमपएसु वट्टमाणस्स । किं परिअत्तिय वेसं, विसं न मारेइ खज्जतं ॥ १ ॥ इति માટે अपर के० બીજા જે સંયમશ્રેણીથી બાહ્ય તે ભજનીયે વંદનીક એટલે કારણે વાંદવા યોગ્ય પણ કારણ વિના વાંદવા યોગ્ય નહિ. એ અર્થ બૃહત્કલ્પભાષ્યમાં જોઇ લેવું. उक्तं च -संयमठाणठियाणं, किइकम्मं बाहिराण भइयव्वं ॥ २१ ॥

ઈહાં ષટ્સ્થાનકનાં નામ કહે છેઃ-૧ અનંતભાગવૃદ્ધિ, ૨ અસંખ્યભાગવૃદ્ધિ, ૩ સંખ્યાતભાગવૃદ્ધિ, ૪ સંખ્યાતગુણવૃદ્ધિ, ૫ અસંખ્યાતગુણ વૃદ્ધિ, ૬ અનંતગુણવૃદ્ધિ, એમાં ભાગ તથા ગુણવૃદ્ધિ કહી તે કેવી સંખ્યાએ છે તે જાણવાને આગમની ગાથા કહે છે;—

सव्वजिएहिं अनंतं भागं च गुणं असंख लोगेहिं ।
जाण असंखं संखं, संखिज्जेणं च जिट्ठेण ॥ १ ॥

એનો અર્થઃ—એ ષટ વૃદ્ધિરૂપ ષટસ્થાનકને વિષે જે અનંતભાગનું સ્થાનક તથા અનંતગુણનું સ્થાનક એ બે સ્થાનકની સંખ્યા તે સર્વ ચઉદ રાજલોકમાં જેટલા જીવની સંખ્યા છે તે સંખ્યાએ ભાગ તથા ગુણની વૃદ્ધિ કરવી. અને અસંખ્ય ભાગવૃદ્ધિ તથા અસંખ્ય ગુણવૃદ્ધિ એ બે સ્થાનક તે અસંખ્યાત લોકાકાશ પ્રદેશની જેટલી સંખ્યા છે તે સંખ્યાએ ભાગ તથા ગુણની વૃદ્ધિ કરવી. અને સંખ્યાતભાગવૃધિ તથા સંખ્યાત ગુણવૃદ્ધિ એ બે સ્થાનક તે ઉત્કૃષ્ટ સંખ્યાતાની જેટલી સંખ્યા છે તેટલી સંખ્યાએ ભાગ તથા ગુણની વૃદ્ધિ કરવી. ઇતિભાવ.

તથા જે સંયમસ્થાનક અનંત ભાગવૃદ્ધિને પામે તે પાછલા સંયમસ્થાનકના જેટલા અવિભાગ હોય તેને સમસ્ત જીવોની જેટલી સંખ્યા છે તે સંખ્યાએ ભાગ આપતાં જેટલા અવિભાગ આવે તાવત પ્રમાણ અનંતભાગે અધિક જાણવું. અને જે સંયમ સ્થાનક અસંખ્યાતભાગવૃદ્ધિને પામે તે પાછલા સંયમસ્થાનકના નિર્વિભાગ ભાગ જેટલા હોય તેને અસંખ્ય લોકાકાશ પ્રદેશ પ્રમાણે ભાગ આપતાં જેટલા અવિભાગ લાભે તાવત્ પ્રમાણ અસંખ્યેય ભાગે અધિક જાણવું. તથા જે સંયમસ્થાનક સંખ્યાતભાગવૃદ્ધિને પામે તે પાછલા સંયમસ્થાનકના જેટલા અવિભાગ હોય તેને ઉત્કૃષ્ટ સંખ્યાતાએ ભાગ હરતા ( આપતા ) જે અવિભાગ લાભે તેટલા સંખ્યાત ભાગે અધિક જાણવું. વલી જે સંયમસ્થાનક સંખ્યાત ગુણવૃદ્ધિને પામે તે પાછલા સંયમસ્થાનકના જે નિર્વિભાગ ભાગ છે તેને ઉત્કૃષ્ટ સંખ્યાતગુણની રાસિએ ગુણતાં જે અવિભાગ થાય તાવત્પ્રમાણ સંખ્યાત-

ગુણે અધિક જાણવું, તથા જે સંયમસ્થાનક અસંખ્યાતગુ-ણવૃદ્ધિને પામે તે પાછલા સંયમસ્થાનના જે અવિભાગ છે તેને અસંખ્યાત લોકાકાશના જે પ્રદેશ છે તદ્ગુણિત કરીએ તાવત્ પ્રમાણ અસંખ્યાતગુણો અધિક જાણવું તથા જે સંયમસ્થાનક અનંતગુણવૃદ્ધિને પામે છે તે પાછલા સંયમ સ્થાનકના જેટલા અવિભાગ છે તેને સમસ્તજીવોની અનં-તી સંખ્યાએ ગુણતાં જેટલાં અવિભાગ થાય તાવત પ્રમાણ અનંતગુણો અધિક જાણવું. ૨૧

**षट थानक संयम तणाजी, कहेता स्तवतां वीर ।**
**क्षमाविजयजिन भक्तिथीजी, उत्तम लहे भवतीर गु०॥२२॥**

અર્થઃ—એ સંયમનાં ષટ સ્થાનક કહેતાં થકાં તથા સંયમ શ્રેણે ગર્ભિત વીર પરમેશ્વરને સ્તવતાં તથા વલી ક્ષમાગુણે કરીને મોહનો જેણે વિજય કર્યો છે. 'अणुत्तराए खंतिए' इति वचनात्. એહવા जिन के० વીતરાગ જે શ્રી વીર સ્વામિ તેની ભક્તિથી ઉત્તમ જીવ હોય તે भव के० સંસાર સમુદ્રનો પાર પામે (સિદ્ધપરમેશ્વર થાય એટલે પંડિત શ્રી ક્ષમાવિજયગણિ તત્ શિષ્ય પંડિતશ્રી જિનવિજયગણિ તેમની ભક્તિથી મુનિ ઉત્તમવિજયજી સંસારનો પાર પામે એમ પણ જાણવું. ૨૨

અવતરણઃ—પૂર્વોક્ત સંયમસ્થાનક સમજવાને સુગમ થાય તે માટે શ્રી વીરપ્રભુની સ્તવના કરતાં યંત્રના બીજી ઢાલ કહે છે. ઇતિ સંબંધ.

## ઢાલ બીજી.

॥ સુરતી મહીનાની દેશી. ॥

वस्तु स्वभाव प्रकाशक भासित लोगालोग ।
वीर जगतगुरु भोगवे रत्नत्रयीनो भोग ॥
संयमना षट थानिक सूक्ष्म बुद्धि गम्य ।
स्वपर विबोधन हेते थापुं यंत्र सुरम्य ॥ १ ॥

અર્થઃ—સદસદાદિક અનંત ધર્માત્મક વસ્તુ સ્વભાવ તેનું પ્રકાશક તથા કેવલજ્ઞાનરૂપ આરસીમાં જેને લોકાલોકનું સ્વરૂપ ભાસ્યું છે એહવો શ્રીવીરપરમેશ્વર ત્રણ જગતનો ગુરૂ ભાવરત્નત્રયીનો આસ્વાદ અનુભવે છે 'સમ્યક્જ્ઞાન યથાર્થવિબોધ, સમ્યકદર્શન તત્વપ્રતીતિ, સમ્યક્ચારિત્ર નિજસ્વરૂપ રમણ સ્થિરતારૂપ. ઇતિ રત્નત્રયી સ્વરૂપં સંયમની ષટવૃદ્ધિના સ્થાનક તીક્ષ્ણ બુદ્ધિએ ગમ્ય છે તે માટે પોતાને તથા પરને સમજવાને અર્થે અસત્કલ્પનાએ મનોહર યંત્ર થાપું છું. તિહાં અનંત ભાગવૃદ્ધિને સ્થાનકે મીંડાં અને અસંખ્યાતભાગવૃદ્ધિ સ્થાનકે એકડા, સંખ્યાતભાગવૃદ્ધિ સ્થાનકે બગડા, સંખ્યાતગુણવૃદ્ધિ સ્થાનકે ત્રગડા, અસંખ્યાતગુણવૃદ્ધિ સ્થાનકે ચોગડા, અનંતગુણવૃદ્ધિ સ્થાનકે પાંચડા. એમ અસત્કલ્પનાએ ચાર મીંડાં એ અનંતભાગવૃદ્ધિ કંડક. ચાર એકડે અસંખ્યાતભાગવૃધિ કંડક ઇત્યાદિક સંજ્ઞા જાણવી. ૧

भाग अनंतह वृद्धिना गण छे कंडक सार ।
छे यद्यपि ते असंख्य ठवुं तस बिंदु चार ॥

असंख्य भाग वृद्धिनुं थानक आगल एक ।
तस ठामे ठवुं एको मन धरी अतिही विवेक ॥ २ ॥

અર્થઃ—અનંતભાગવૃદ્ધિનાં સ્થાનક ભલાં કંડક માત્ર અંગુલ અસંખ્ય ભાગગત આકાશ પ્રદેશ પ્રમાણ છે. એ રીતે જો પણ તે અનંતભાગવૃદ્ધિના સ્થાનક અસંખ્યાતા છે તો પણ અસત્કલ્પનાયે તેના ચાર બિંદુ સ્થાપું છું. એટલે અનંતભાગવૃદ્ધિનું કંડક પુરૂં થયું, તેથી આગલ અસંખ્યાતભાગવૃદ્ધિનું સ્થાનક એક આવે તેને ઠેકાણે મનમાં અત્યંત વિવેક ધરીને એકડો થાપું છું. તે પૂર્વોક્ત સ્થાનકથી ભિન્ન પાડવા નિમિત્તે થાપું છું એમ સર્વત્ર જાણવું.

चउ चउ बिंदु अंतर इम होय एकाचार ।
तदनंतर चउ बिंदु सघलां वीस उदार ॥
असंख्य भाग संख्यातह वृद्धिनो बीओ जाण ।
इम चउ बिया ठवता मींडां शत परिमाण ॥ ३ ॥

चउ बीआ वीस एक मींडां शत समुदाय ।
भागनी वृद्धिमांहे थयां हवे गुणवृद्धि कहाय ॥
संख्यात गुणनी वृद्धिमां तीआ आदि उदार ।
इम सवि मींडां अंका विच ठवि तिआ चार ॥ ४ ॥

અર્થઃ—વલી આગલ અનંતભાગવૃદ્ધિના એક કંડક જેટલા સ્થાનક થાય તેને ઠેકાણે ચાર બિંદુ થાપીએ. આગલ અસંખ્યભાગવૃદ્ધિનું એક સ્થાનક છે તે માટે વલી એ એકડો થાપીએ એ રીતે ચાર ચાર બિંદુને આંતરે જો વારે

ચાર એકડા થાય એટલે અસંખ્યભાગવૃદ્ધિનું કંડક પુરૂં થયું. તે વાર પછી આંતરા ગ્રહીત છેડાનું અનંત ભાગવૃદ્ધિનું કંડક આવે. તેને ઠેકાણે ચાર બિંદુ થાપીએ. એટલે સઘલા સરવાલે ચાર એકડાને વીસ મીંડાં થયાં. તે પછી આગલ સંખ્યાતભાગવૃદ્ધિનું સ્થાનક એક આવે તેને ઠાને બગડાની થાપના જાણીએ. એ રીતે ચાર એકડા ગર્ભિત વીસ બિંદુ અનંતર સંખ્યાતભાગવૃદ્ધિનો એક એક બગડો આણતાં જેવારે ચાર બગડા આવે તે વારે સંખ્યાતભાગવૃદ્ધિનું કંડક પુરૂં થાય. તે વાર પછી વલી છેડે ચાર એકડા ગર્ભિત વીસ મીંડાં આવે એમ સખ્યાતભાગવૃદ્ધિ પર્યંત સર્વ સમુદાયે મીંડાં ૧૦૦, એકડા ૨૦, બગડા ૪, એતાવતા સંખ્યાતભાગવૃદ્ધિનું કંડક એક, અસંખ્યાત ભાગ વૃદ્ધિનાં કંડક પાંચ, અનંતભાગવૃધ્ધિના કંડક પચવીસ. એટલા સ્થાનક અસત્કલ્પનાએ ભાગવૃધિમાં થયાં. હવે ગુણવૃદ્ધિમાંહે જે સ્થાનક થાય તે કહે છે. હવે આગલ સંખ્યાતગુણવૃદ્ધિનું એક સ્થાનક આવે તેને ઠેકાણે એક ત્રગડો થાપીએ. એટલે સંખ્યાતગુણવૃદ્ધિમાં પ્રથમ ઉત્તમ સ્થાનકનો ત્રગડો જાણવો. એ રીતે વલી પણ પૂર્વલા ચાર બગડા, વીસ એકડા ગર્ભિત શત મીંડાં સ્થાપીને તેને અનંતર બીજો ત્રગડો આવે. એ રીતે જે વારે ચાર ત્રગડા થાય તે વારે તે ચાર ત્રગડે સખ્યાતગુણવૃદ્ધિરૂપ કંડક પુરૂં થયું. ચોથા ત્રગડાને અનંતર વલી ચાર બગડા, વીસ એકડા અને શત મીંડા થાપીએ. ૩–૪.

**वीस बोग्या शत एका पण सय बिंदु मान ।**
**असंख्यात गुण वृद्धनो चोको थुर मंमाण ॥**

इम चउ चोका आणतां तिक वीस द्विक शत जोय ।
पण सय एकम्मा मींमा पंचवीससें होय ॥ ५ ॥

અર્થઃ—ઇહાં સંખ્યાતગુણવૃદ્ધિ પર્યંત સર્વ મલી ત્રગડા ચાર, બગડા વીસ અને એકડા સો તથા પાંચસે મીંડાં. એટલે સંખ્યાતગુણવૃદ્ધિનું કંડક એક અને સંખ્યાતભાગ-વૃદ્ધિના કંડક પાંચ, અસંખ્યાતભાગવૃદ્ધિના કંડક પચીસ, અનંતભાગવૃદ્ધિનાં કંડક એક સો ને પચીસ થાય. તે વાર પછી અસંખ્યાતગુણવૃદ્ધિરૂપ પ્રથમ સ્થાનકનો ચોગડો માં-ડીએ. ફરી ચાર ત્રગડા, વીસ બગડા એકસો એકડા સહીત પાંચસો મીંડાં ગએ થકે વલી બીજો ચોગડો માંડીએ. એ પરીપાટીએ જે વારે ચાર ચોગડા થાય એટલે અસંખ્યાત-ગુણવૃદ્ધિનું કંડક પુરૂં થયું. વલી ચોથા ચોગડાને અનંતર ચાર ત્રગડા, વીસ બગડા, એકસો એકડા અને પાંચસેં મીંડાં થાપીએ તો સર્વ મલી ચાર ચોગડા, વીસ ત્રગડા, એકસો બગડા, પાંચસેં એકડા અને પચીસો મીંડાં થાય. એટલે અસંખ્યાત ગુણવૃદ્ધિનું કંડક એક, સંખ્યાતગુણ-વૃદ્ધિના કંડક પાંચ, સંખ્યાતભાગવૃદ્ધિના કંડક પચીસ, અસંખ્યાતભાગવૃદ્ધિના કંડક એકસો પચીસ તથા અનંત-ભાગવૃદ્ધિનાં કંડક છસોને પચીસ થયા ५

हवे अनंत गुण वृद्धि पदे ठवि पंचक चंग ।
पुनरपि पूरव रीतें मींमां अंकसुरंग ॥
तिवार पछी पंचक इम पंचक चउ जब थाय ।
आगे पण पंचवीससें मींमां अंक कराय ॥ ६ ॥

અર્થ:—હવે અનંતગુણ વૃધ્ધિ પદે કે૦ અનંતગુણ વૃદ્ધિરૂપ પ્રથમ સ્થાનકને ઠેકાણે એક પાંચડો થાપીએ. પુનરપિ પૂર્વલી રીતે ચાર ચોગડા, વીસ ત્રગડા, એક સો બગડા, પાંચસો એકડા ગર્ભિત પચવીસસો મીંડાં થાપીયે. તે વાર પછી બીજો પાંચડો થાપીએ. એ રીતે અનુક્રમે જે વારે ચાર પાંચડા થપાય તે વારે અનંતગુણ વૃદ્ધિરૂપ કંડક પુરૂં થાય. વલી આગલ પણ ચોથા પાંચડાને અનંતર ચાર ચોગડા, વીસ ત્રગડા; એકસો બગડા, પાંચસો એકડાએ યુકત પંચવીસસો મીંડાં કરીએ એટલે એક ષટ્ સ્થાનક પુરૂં થયું. ૧

पांचमा चोगमा त्रगमा बगमा एकमा बिंदु ।
षट थानकनां यंत्रनी संख्या कहे जिनचंद्र ॥
चउवीस सय पणसय पंचवीस सय सार ।
अंका मींमां गणतां साढा बार हजार ॥ ७ ॥

અર્થ:—હવે ષટસ્થાનક મધ્યે આંક તથા બિંડાની સંખ્યા આવી તે પશ્ચાનુપૂર્વિએ કહીએ છીએ. પાંચડા, ચોગડા, ત્રગડા, બગડા એકડા તથા બિંદુ તેના સમુદાયરૂપ ષટ્સ્થાનકના યન્ત્રની સંખ્યા તે શ્રી जिनचंदु के૦ ઋષભાદિકે કહી તે રીતે હે વીર પરમેશ્વર તમે ફરસી. તે આવી રીતે ચાર પાંચડા, વીસ ચોગડા, એકસો ત્રગડા, પાંચસો બગડા, પંચવીસો એકડા અને સાડાબાર હજાર મીંડાં સરવાલે થાય. એટલે અનંતગુણવૃદ્ધિનું કંડક એક, અસંખ્યાતગુણ વૃદ્ધિનાં કંડક પાંચ, સંખ્યાતગુણ વૃદ્ધિનાં કંડક પચવીસ, સંખ્યાતભાગવૃદ્ધિનાં કંડક એકસો પંચવીસ, અસંખ્યાતભાગવૃદ્ધિના કંડક છસોને પંચવીસ અને અનંતભાગવૃદ્ધિ-

ના કંડક ત્રણ હજાર એકસોને પચત્રીસ. એ સર્વ મળી ૩૯૦૧ કંડક થયા. એ સર્વ યંત્ર પ્રમાણે અસત્કલ્પનાએ લખ્યું છે. પણ પરમાર્થ રીતે તો આગલા ઢાલમાં કહીશું. ૭

संयमश्रेणिमां श्रेणि क्षपक लहि शुक्ल ध्यान।
घाती करमना क्षय करी पाम्यो पंचम ज्ञान॥
प्रवचनसारनी वृत्तिमां यंत्रनी ठवणा दीठ।
क्षमाविजय जिन वयणथी उत्तमचित्त पविट्ठ॥ ८॥

અર્થઃ—સંયમ શ્રેણિ આરોહતાં અનુક્રમે ક્ષપકશ્રેણિમાં શુકલધ્યાન પામીને ઘાતિયાં ચાર કર્મ ક્ષય કરતાં યથાખ્યાત ચારિત્ર કેવલજ્ઞાન કેવલ દર્શનરૂપ રત્નત્રયી પામ્યા. તદનુક્રમે યથા અપ્રમત્તગુણઠાણે અનંતાનુબંધીની ચોકડી દર્શનમોહ ત્રીક એવં સાત પ્રકૃતિ-ક્ષય કરી અપૂર્વકરણ અનિવૃત્તિ ગુણઠાણે ચઢયા તિહાં અનિવૃત્તિના પ્રથમ ભાગને અંતે સોલ પ્રકૃતિ ખપાવે. तन्नाम—' थावर तिरिनिरयायव दुगथीणतिगेगविगलसाहारंति' इति. વલી બીજા ભાગને અંતે અપ્રત્યાખ્યાની ચોકડી તથા પ્રત્યાખ્યાની ચોકડી એવં આઠ પ્રકૃતિ ખપાવે. ત્રીજે ભાગે નપુંસક વેદ ખપાવે. ચોથે ભાગે સ્ત્રીવેદ ખપાવે. પાંચમે ભાગે હાસ્ય છક્ક ખપાવે. છઠે ભાગે પુરૂષવેદ ખપાવે સાતમે ભાગે સંજ્વલનનો ક્રોધ ખપાવે. આઠમે ભાગે સંજ્વલનનું માન ખપાવે અને નવમે ભાગે સંજ્વલનની માયા ખપાવે. એ રીતે નવમે ગુણઠાણે સર્વ મલીને છત્રીશ પ્રકૃતિ ખપાવે. પછી દશમે ગુણઠાણે સંજ્વલનનો લોભ ખપાવે તો શુકલધ્યાનનું પૃથકત્વ વિતર્ક સવિચારરુપ પ્રથમ પાદ તદ્રૂપ અનલે કરી સકલ મોહનીય

ભસ્મસાત્ કરે. પછી ક્ષીણમોહ ગુણઠાણે ચઢે. ક્ષાયિક ચા-
રિત્રવંત થાય. તિહાં એકત્વ વિતર્ક અવિચારરૂપ શુક્લધ્યા-
નનો બીજો પાદ અનુભવી દ્વિચરમ સમયે નિદ્રાદુગ ખપાવી
ચરમ સમયે જ્ઞાનાવરણી પાંચ, દર્શનાવરણી ચાર, અંત-
રાય પાંચ. એવં ચઉદ પ્રકૃતિને ક્ષયે અનંત ચતુષ્ટયી વિભુ-
ષિત સિદ્ધ વધુ યોગ્ય થાય. ઇતિ શ્રી સિદ્ધસેનદિવાકરકૃત
પ્રવચનસારોદ્ધારની વૃત્તિમાં ષટ્ સ્થાનકના યંત્રની સ્થાપ-
ના દીઠી તે ક્ષમાએ ઉપલક્ષિત જે દશવિધ ધર્મ તેણે કરી
વિશેષે જયવંતા એવાં જિન કે૦ તીર્થંકર કેવલી ભગવાન
તેના વચણ કે૦ વર્તમાન આગમ, તેથી ઉત્તમ સાધુ, સા-
ધ્વીઓને ફરસનરૂપે, તથા ઉત્તમ શ્રાવક શ્રાવિકાને શ્રદ્ધા
મનોરથ રૂપે સંયમશ્રેણિ ચિત્તમાં પેઠી. એટલે પંડિત શ્રી
ક્ષમાવિજયગણિ શિષ્યરત્ન પંડિત શ્રી જિનવિજયગણિના
વચનથી મુનિ ઉત્તમવિજયના ચિત્તમાં યંત્રની સ્થાપના
પેઠી એટલે સ્થિરપણે રહી ઇતિ એ પણ સૂચવ્યું. ૮

અવતરણઃ—પ્રથમ ઢાલે ષટ્ સ્થાનક પ્રરૂપણા કીધી.
બીજી ઢાલે તેના યંત્રની સ્થાપના કરતાં સ્થૂલબુદ્ધિને પણ
સુખે સમજાય તેમ કર્યું. હવે એકાંતરાદિક માર્ગણાએ કોઇ
પૂછે તેને સુખે કહી શકીએ તે રીતે વીર પ્રભુની સ્તવના
કરતાં અધસ્તન સ્થાન પ્રરૂપણાનો ઢાલ કહીએ છીએ. ઇતિ
સંબંધ જાણવો

## ढाल त्रीजी एकवीसानी देशीनो.

आतम रामीरे शिवविसरामी नित्यनमु ।
प्रभुजी स्तवतांरे पाप पोताना निगमु ॥
षट थानिकरे जे अह ठाण परूपणा ।
सुणो सयणांरे वयण कल्पनी भाष्यना ॥ १ ॥

અર્થઃ—શુદ્ધનિર્મલ નિષ્કળંક, આત્મસ્વભાવ રમણ શીલ નિરૂપદ્રવસ્થાન ક્ષેત્રથી અર્ધલોકાગ્રભાવથી નિરાવરણા વસ્થા તેને વિષે વિસરામી એવાં શ્રીવીરપ્રભુને નિત્ય (સદા) નમસ્કાર કરૂં એ પ્રભુને સ્તવતાં અનેક ભવોપાર્જીત પોતાના કર્યાં ક્ષીરનીરની પેરે અભેદ રહ્યાં જે પાપકર્મ તેને નિગમુ કહેતા ગમાવું. प्रभोर्नमस्कारस्तुतिफलमेतदेव । સયમ ષટસ્થાનકને વિષે જે અનંત એકાંતરાદિક અહઠાણ પ્રરૂપણા છે તે હે સંમ્યકૃદૃષ્ટી ઉત્તમ સજ્જનો તમે સાંભળો. એ વચન श्रीबृहतकल्पना भाष्यना છે.

### त्रोटक

आदि असंख अंस वृद्धिथी कह्यो
भाग अनंत अंस केटलां
हेठथानीक एम पुब्त कह्यें कंमक जेटलां
भाग संख्यातह गुणसंख्याते असंख अनंतह गुण वली
तस प्रथमथी कहे अध अनंतर कंमक माने केवली २

इत्यनंतर मार्गणा

અર્થઃ—હે ઉત્તમ જીવો તમે કહો કે અસંખ્યાત ભાગવૃદ્ધિના પ્રથમ સંયમ સ્થાનકથી અનંતભાગ વૃધ્ધિના હેઠલા સંયમસ્થાનક કેટલાં ગયા એમ કોઇ પુછે તેને ઉત્તર જે અનંત ભાગવૃદ્ધિનાં હેઠલાસ્થાનક એક કંડક જેટલાં ગયાં છે. કેમકે અનંતભાગવૃદ્ધિ કંડક પુરૂ થયું તેને અનંતરેજ અસંખ્ય ભાગવૃધિનુ પ્રથમ સ્થાનક થયું છે તે માટેજ એમ કહેવું. તેમજ સંખ્યાતભાગવૃદ્ધિના પ્રથમસંયમ સ્થાનકથી અસંખ્યભાગ વૃદ્ધિના હેઠલા સંયમ સ્થાનક કેટલા ગયા તથા સંખ્યાતગુણ વૃદ્ધિના પ્રથમ સ્થાનકથી સંખ્યાત ભાગવૃદ્ધિના હેઠલા સ્થાનક તથા અસંખ્યાતગુણ વૃદ્ધિના પ્રથમ સ્થાનકથી સંખ્યાતગુણ વૃદ્ધિના હેઠલા સ્થાનક વલી અનંતગુણ વૃદ્ધિના પ્રથમ સ્થાનકથી હેઠલા અસંખ્યાતગુણ વૃદ્ધિના સ્થાનક કેટલાં ગયાં એ રીતે કોઇ પુછે તે વારે સર્વત્ર હેઠલના આંતરા રહીત માર્ગણા એ કંડક પ્રમાણે સંયમ સ્થાનક કેવળી કહે यदुक्तं पञ्चसंगहे सव्वासि वुड्ढिण कण्डकमेता अनंतरावुड्ढि—इत्यनंतर मार्गणा. २

एकातररे मार्गण सुणो सवि संतरे ।
भाग संख्यातोरे मूल थानकथी तंतरे ।
हेठे थानिकरे भाग अनंतना भाषीये,
एक कंडकरे कंडक वर्ग ते दाषीये ॥ ३ ॥

અર્થઃ—હવે એકાંતર માર્ગણા કહે છે તે હે સર્વ સંત જનો ઉત્તમ પુરૂષો તમે સાંભલો કે એકાંતર માર્ગણા તે શું જે એક વૃદ્ધિ વિચમાં પડતી મૂકીને પૃચ્છા કરવી તે એકાં-

તર માર્ગણા કહેવાય. તે આવી રીતે જે સંખ્યાતભાગ વૃદ્ધિના મૂલ કે૦ પ્રથમ સ્થાનકથી હેઠલ અસંખ્યાતભાગ- વૃદ્ધિના જે સ્થાનક ગયાં તેની પૃચ્છા ન કરવી. અને તેને હેઠલ વલી જે અનંતભાગવૃદ્ધિનાં સ્થાનક ગયાં છે તે પૂછ- વા. એમ કોઇક એકાંતરે પૂછે તે વારે એમ કહીએ જે એક કંડક અને કંડક વર્ગ પ્રમાણ જેમાં હેઠલ અસંખ્યાતભાગ વૃદ્ધિના સ્થાનક કંડક માત્ર ગયાં છે. તેમાં એકેકા અસં- ખ્યાત ભાગવૃદ્ધિ સ્થાનકને હેઠલ એકેક અનંતભાગવૃધ્ધિનું કંડક ગયું છે અને ,અસંખ્યાતભાગ વૃધ્ધિના સ્થાનક કંડક માત્ર છે. માટે કંડક કંડક સાથે ગુણાકાર કરીએ એટલે કંડક વર્ગ થાય. 'तद्गुणो वर्ग ' इति वचनात् અને અસંખ્ય- ભાગવૃદ્ધિ ઉપરે અનંતભાગવૃદ્ધિનું એક કંડક થયું છે તે માટે એક તો કંડકવર્ગ અને તેના ઉપર વલી એક કંડક પ્રમાણ એટલા અનંત ભાગવૃધ્ધિના સ્થાનક ગયાં છે એમ કહેવું. ૩.

त्रोटक—दार्षीये गुण संख्यातथी वली,
असंख अनंत गुणथी तथा ।
पढम गणथी एक अंतर,
कंमक वर्ग कंमक यथा ॥ इति एकांतर मार्गणा ॥
एक अंतर मार्गणा कही, सुणो द्वयंतर मार्गणा ।
संख्यात गुणथी हेत थानक, अनंत भागना सुगमना ॥४॥

અર્થઃ——તેમજ વલી સંખ્યાતગુણ વૃધ્ધિના પ્રથમ સ્થાનકથી હેઠે સંખ્યાત ભાગ વૃધ્ધિના સ્થાનક ગયાં તે મૂકી-

ને અસંખ્યાતભાગવૃદ્ધિના સ્થાનક પૂછવાં. તથા અસંખ્યાત ગુણવૃદ્ધિના પ્રથમ સ્થાનકથી હેઠલ સંખ્યાતગુણવૃદ્ધિના સ્થાનક ગયાં તે મુકીને સંખ્યાતભાગવૃદ્ધિના સ્થાનક પૂછવા. તેમજ વલી અનંતગુણવૃદ્ધિના પ્રથમ સ્થાનકથી હેઠલ અસંખ્યાત ગુણ વૃદ્ધિના જે સ્થાનક ગયા તે પડતાં મૂકીને સંખ્યાતગુણવૃદ્ધિના સ્થાનક એકાંતર માર્ગણાએ કેટલા પામીએ એમ કોઇ પૂછે તેને એવું ઉત્તર આપીએ જે કંડક વર્ગ અને ઉપર એક કંડક જેમ પૂર્વે કહ્યાં છે તેમ કહેવા. एकांतर मार्गणा ॥ यदुक्तं पञ्चसङ्ग्रहे–'एगंतरा उ वुड्ढी, वग्गो कंडस्स कंडं च ' इति। એ રીતે એકાંતર માર્ગણા કહી હવે દ્વયંતર માર્ગણા સાંભલો. જે બે વૃદ્ધિ વચમાં મૂકીને પૂછીએ તે દ્વયંતર માર્ગણા કહીએ. તે આવી રીતે કે સંખ્યાતગુણ વૃદ્ધિના પ્રથમ સ્થાનકથી અનંતભાગવૃદ્ધિનાં સ્થાનક કેટલાં ગયાં એમ પૂછ્યાથી હે શુભમના તે કહીએ છીએ. ૪.

कंडक घनरे कं-डकवर्ग दुगुणो करो
एक कंडकरे तस संख्या मनमां धरो ।
दुग अंतररे असंख्य अनंतगुणथी लह्यां
अध स्थानकरे पूरव परे जाणो कह्यां ॥ ५ ॥

॥ इति द्विकान्तरमार्गणा ॥

અર્થઃ—કંડક ઘન એક અને કંડકવર્ગ બે તથા તે ઉપર એક કંડક એટલા સ્થાનક પામીએ. એ સર્વ ભેલા કરતાં કેટલી સંખ્યા થાય તે મનમાં ધરો કે૦ ધારણા કરો

તેજ વિવરીને કહે છેઃ—ઇહાં પહેલાં તો સંખ્યાતગુણવૃદ્ધિના પ્રથમ સ્થાનકથી હેઠલા સંખ્યાત ભાગવૃદ્ધિના એકેક સ્થાનકને હેઠલ પ્રત્યેકે એકેક કંડકાધિક કંડક વર્ગ એટલે એક કંડકવર્ગ અને એક કંડક તે અનંતભાગ વૃદ્ધિના સ્થાનકનું પામીએ.

અને સંખ્યાતભાગવૃદ્ધિ સ્થાનક કંડક પ્રમાણ છે માટે કંડક વર્ગ જે વારે એક કંડક સાથે ગુણીએ તે વારે કંડકઘન થાય અને એક કંડક છે તે કંડક સાથે ગુણીએ તે વારે કંડક વર્ગ થાય અને સંખ્યાતભાગવૃદ્ધિ સ્થાનકને હેઠલે કંડકવર્ગ અને એક કંડક પામીએ. એ સર્વ ભેલાં કરતાં સુત્રોક્ત પ્રમાણ થાય.

એ રીતે આગલ પણ દુગ અંતર માર્ગણાએ અસંખ્યાતગુણ વૃધ્ધિના પ્રથમ સ્થાનકથી તથા અનંતગુણ વૃદ્ધિના પ્રથમ સ્થાનકથી યથાક્રમે હેઠલી અસંખ્યાતભાગવૃધ્ધિના તથા સંખ્યાતભાગવૃદ્ધિના સંયમ સ્થાનક પૂર્વે જેમ કહ્યાં છે તેમ જાણો. यदुक्तं पञ्चसङ्ग्रहे—'कंडं कंडस्स घनो वग्गो दुगुणो दुगंतराए उ ' ५ इति દ્વિકાન્તર માર્ગણા.

त्रूटकः

त्रिके अंतर कोइ पूछे, आदि असंख्यगुणवृद्धिथी,
हेठे भाग अनंतकेरां, ठाण कहो गुरुवयणथी ।
कंमक वर्गनुं वर्ग कीजे, कंमकघनत्रिक उपरे;
कंमक वर्ग त्रिक एक कंमक, होए ते मनमा धरे ॥६॥

અર્થઃ—હવે ત્રિકાંતર માર્ગણાએ એટલે ત્રણ વૃદ્ધિ

વિચમાં મૂકીને કોઈ પૂછે કે પ્રથમ જે અસંખ્યગુણવૃદ્ધિનું સ્થાનક તેથી હેઠલા અનંતભાગવૃદ્ધિના સ્થાનક કેટલા ગયાં તે સુવિહિત ગીતારથ ગુરૂના વચન જાણ્યા હોય તો કહો. એક કંડક વર્ગ,વર્ગ એટલે જેમ અસત્કલ્પનાએ ચાર આંકને કંડકની સ્થાપના કરીએ. તેનો વર્ગ કરતાં ચાર ચોક સોલ થાય. વલી તેનો વર્ગ કરતાં બસોને છપ્પન્નં થાય તે વર્ગ વર્ગ કહીએ. એ રીતે અસંખ્યાતનો સમજવો. કેમકે એક કંડકમાં અસંખ્યાતા સ્થાનક છે માટે હવે એ એક તો કંડક વર્ગ વર્ગ તથા તેના ઉપર વલી કંડક ઘન ત્રણ તથા વલી કંડક વર્ગ ત્રણ અને વલી ઉપર એક કંડક હોય તે સર્વ ઉત્તમ શ્રદ્ધા સહિત મનમાં રાખે.

એ સંખ્યા શી રીતે જાણીએ તે રીત કહે છે;—પ્રથમ અસંખ્યગુણ વૃદ્ધિના સ્થાનકથી હેઠલે સંખ્યાતગુણવૃદ્ધિના સ્થાનક કંડક પ્રમાણ ગયાં છે તિહાં એકેકા સ્થાનકને હેઠલે પ્રત્યેકે અનંતભાગવૃદ્ધિના સ્થાનક એક કંડક ઘન તથા કંડક વર્ગ બે તથા એક કંડક પ્રમાણ પામીએ. તે માટે એ સર્વને કંડકગુણાકાર કરીને સરવાલો કરી રાખીએ. પછી સંખ્યાતગુણવૃદ્ધિ કંડકને ઉપર એક કંડક ઘન કંડકવર્ગ બે અને એક કંડક છે તે પૂર્વલી રાસીમાં પ્રક્ષેપીએ તે વારે યથોક્ત માન થાય. यदुक्तं पञ्चसङ्ग्रहे–'कंडस्स वग्ग वग्गो घण वग्ग तिगुणिया कंडं' इति. ६

છઠી વૃદ્ધિનારે પહેલા ગણથી હેઠલાં,
બીય વૃદ્ધિનારે થાનક પૂરવ જેતલાં। ઇતિ ત્રિકાંતરમાગણ
ચઉરંતરરે અનંતગુણાદિમ ગણથી

हेठ थानकरे भाग अनंतना मानथी ॥ ७ ॥

અર્થ—એમ છઠ્ઠી અનંતગુણવૃધ્ધિના પહેલા સ્થાનકથી હેઠલી બીજી વૃદ્ધિના એટલે અસંખ્યાતભાગ વૃધ્ધિના સ્થાનક પણ પૂર્વ જેટલાં ત્રિકાંતર વૃધ્ધિના અનંતર કહ્યાં છે. તેટલાં જાણવાં. इति त्रिकान्तर मार्गणा.

હવે ચતુરંતર માર્ગણાને વિષે અનંતગુણવૃદ્ધિના આદિમ કે૦ પ્રથમ સ્થાનકથી હેઠલાં સ્થાનક અનંતભાગવૃદ્ધિના પ્રમાણથી કેટલા છે. ૭.

त्रूटक.

परिमाणथी ते अष्ट कंम्क, वर्ग वर्गा षट घना;
चार कंम्क वर्ग आगल, एक कंम्क सोभना ।
इति चतुरंतर मार्गणा ।
पर्यवसाननी मार्गणा ते षट थानिक पूरे करे;
मूलथी संयम ठाण फरसी वीर जिन केवल वरे॥८॥

અર્થઃ—તે પરિમાણથી આઠ કંડક વર્ગ,વર્ગ તથા છ કંડકઘન તથા ચાર કંડક વર્ગ તથા ઉપરે એક કંડક શોભન સંયમ પરિણામરુપ છે. એ કેવી રીતે જાણીયે તે સમજાવેછેઃ

અનંતગુણ વૃદ્ધિના પ્રથમ સ્થાનકથી હેઠલી અસંખ્યગુણવૃદ્ધિના સ્થાનક કંડક પ્રમાણ ગયાં છે. અને અસંખ્યગુણના એકેક સ્થાનકને હેઠલ અનંતભાગ વૃદ્ધિના સ્થાનક કંડક વર્ગ વર્ગ એક, તથા કંડક ઘન ત્રણ અને કંડક વર્ગ ત્રણ વલી કંડક એક પ્રમાણ પામીએ. તે માટે એ સર્વને કંડક ગુણા કરીએ. જે થાય તે સરવાલો કરી રાખીએ તથા

અસંખ્યાતગુણવૃદ્ધિને ઉપરે કંડકવર્ગવર્ગ એક, કંડક ધન ત્રણ, કંડક વર્ગ ત્રણ. કંડક એક પામીએ છીએ. તે પૂર્વલી રાશીમાં પ્રક્ષેપીએ તે વારે યથોક્ત ભાન થાય. यदुक्तं पञ्चसंग्रहे–अड कंडं वग्गवग्गा, चत्तारि वग्गा छ वग्घना कंडं । चउरंतर वुड्ढीए, हेठठाण परूवणाए ॥ १ ॥ इति ॥ કંડક સંજ્ઞા ચાર, તેને 'तद्गुणो वर्गः' સોલ વર્ગ, કંડક ગુણો. ઘન ચોસઠ, વર્ગ વર્ગો બસો છપ્પન, 'घनकंडकगुणोपि' બસો છપ્પન. યથોચિત સ્થાનકે સંખ્યા કરજો. इति चतुरंतरमार्गणा.

હવે પર્યવસાનની માર્ગણા કહે છે. પર્યવસાન જે છેહડો તેની માર્ગણા તે ષટસ્થાનક પૂરે થએ જાણવી. એ મૂલથો કે૦ ધૂરથી સંયમ સ્થાન ફરશીને જગતનો નાયક જે શ્રીવીર પરમેશ્વર તે કેવલ જ્ઞાન વર્યો. ૮.

ऊपर मध्यथीरे संयम थानिक जे ऋजे,
ते नियमारे हेठ ऊतरी पुनरपि सजे ।
अंतर मुहूर्तनीरे वुड्ढी हानि ठाणमां,
होय मुनिनीरे ज्ञानी देखे ज्ञानमां ॥ ए ॥

અર્થઃ–જે ઉપરના સંયમ સ્થાનક તથા વચમાંના સંયમ સ્થાનક અનુક્રમે ફરસે તે નિયમા હેઠ ઉતરીને કાલાંતરે पुनरपि કે૦ વલી सजे કે૦ સાવધાન થાય, સંયમ શ્રેણિપામે. यदुक्तं–'अंतो मुहुत्तमित्तंपि, फासियं हुज्ज जेहि संमत्तं । तेसिं अवड्ढ पुग्गल, परियट्टो चेव संसारो ॥ १ ॥' જો એમ છે તો સંયમ પામ્યાનું શું કહેવું ઇતિ. અંતરમુહુર્ત કાલ પ્રમાણે અધસ્તન સંયમ સ્થાન થકી ઉપરિ સ્તન સંયમસ્થાના રોહરુપ

વૃદ્ધિ તથાં ઉપરિ સ્તન સ્થાનથકી અધસ્તનસ્થાનાવરાહરૂપ હાણી મુનિને થાય તે હે જ્ઞાનવાન વીર પરમેશ્વર! તમે દેખો છો. यदुक्तं कल्पभाष्ये गाथाद्वयं-" एयं चरित्त सेढिं, पडिवज्जइ हेठ कोइ उवरिं वा । जे हेट्ठा पवडिज्जइ, सिज्जइ णियमा जहा भरहो ॥ १ ॥ मज्झे वा उवरिं वा, नियमा गमणं तु हेट्ठिमं ठाणं । अंतो मुहुत्त वुड्ढी, हाणी वि तहे व नायव्वा ॥ २ ॥ " इति ९

त्रूटक

अप्प बहुअ विचार करतां, अनंत गुणना थोडलांः
तेहथी गुणह असंख्य केरा, कंडकवर्ग कंडक भलां।
पच्छानुपूर्वि वुढि उत्तर, एह न्याये भावीये;
क्षमाविजय जिन चरण उत्तम, भक्ति भावे पावीये ॥१०॥

અર્થઃ—હવે અલ્પબહુત્વનો વિચાર કરતાં અનંતગુણ વૃદ્ધિના સંયમસ્થાનક સર્વ થકી થોડાં જાણવાં તે થકી અસંખ્યાતગુણવૃદ્ધિના સંયમસ્થાનક કંડકવર્ગ અને એક કંડક જેટલાં. એટલે પરમાર્થે અસંખ્યાતગુણા પશ્ચાનુપૂર્વીએ વૃદ્ધિ આગલે આગલે એ રીતે ભાવીએ. સર્વત્ર અનંતર વૃદ્ધિ સ્થાનક અસંખ્યાતગુણા ઇતિ ભાવ. ક્ષમાના વિજય એવા જિન કે૦ વીર પરમેશ્વર તેના ચરણ કમલની ઉત્તમ વિધિ યુક્ત ભક્તિના મહિમાથકી સંયમશ્રેણિ પામીએ. ભવ નિસ્તાર થઇએ. સંસાર સમુદ્રનો પાર પામીયે.



# ઢાલ ચોથી.

॥ राग धन्याश्री कलसरूप ॥

गायो गायो रे भले वीर जगतगुरु गायो. એ આંકણી છે.

संयमश्रेणी थानक षटविध ठवणा यंत्र बनायो ।
अड ठाण परूपण करतां, मनुज जनम फल पायोरे ॥
॥ भले० ॥ १ ॥

અર્થઃ--જગતના ગુરૂ જગતના પૂજ્ય એવા શ્રી મહાવીર પ્રભુ તેને ભલે ભાવે કરી ગાયો સ્તવ્યો. સંયમશ્રેણીના સ્તવનની સંગ્રહ ગાથા કહેતા (કહીને) કલસ રચીયે છીએ. પ્રથમ ઢાલે સંયમ શ્રેણીના ષટસ્થાન પરૂપણા, બીજા ઢાલે યંત્ર સ્થાપના, ત્રીજા ઢાલે અહઠાણ પરૂપણા કરતાં મનુષ્ય જન્મનું ફલ પામ્યું. ૧.

शुद्ध निरंजन अलख अगोचर, एहिज साध्य सुहायो ।
ज्ञानक्रिया अवलंबी फरसो, अनुभवसिद्धि उपायोरे ॥
॥ भले० ॥ २ ॥

અર્થઃ-શુદ્ધ નિરાવરણ, નિરંજન રાગદ્વેષ અંજન રહિત, અલખ લિપિ અગોચર તે જે સ્વરૂપ ચર્મ ચક્ષુએ જણાય નહિ. એવો પરમાત્મા સ્વરૂપાનંદ વિલાસી, પરભાવઉદાસી તેહીજ અમારો સ્વરૂપ અમને સાધ્યપણે સુહાયો એટલે રૂચ્યો. હે આત્મન્! હે જીવ! સમ્યક્ જ્ઞાન, સમ્યક્ ક્રિયા અવલંબીને ફરસો પામો જે સ્વસ્વરૂપના વિચારમાં મન વિસરામ પામે અને અપૂર્વ રસસ્વાદ ઉપજે. એવો જે અનુભવ તેજ

સિદ્ધિનું ઉપાય છે. यदुक्तं-'नाणकिरियाहिं मुक्खो' इति वच-
नात्. २.

श्रद्धा ज्ञान लह्यां छे तोपण, जो नवि जाय पमायो ।
वंध्य तरु उपम ते पामे, संयम ठाण जो नायो रे ॥
॥ भवि० ॥ ३ ॥

અર્થ:—સંયમશ્રેણીનો મહિમા કહીએ છીએ:-જે સ-
મ્યક દર્શન, સમ્યક્જ્ઞાન પામ્યા છે તોપણ જે પ્રમાદસ્થાન
ન જાય તો વાંઝીયા ફલ રહિત વૃક્ષની ઉપમા પામે. કેમકે
જે સંયમસ્થાનક ન આવ્યો તો રાજા શ્રેણીક તથા સત્યકી
વિદ્યાધરની પેરે જાણવું. ૩

जम खर चंदन भारनो वाहक, भारनो भागी कहायो ।
तिणिपरे ज्ञानी संयम हीनो, सदगतीए नवि जायोरे ॥
॥ भवि० ४ ॥

અર્થ:-જેમ ગર્દભ બાવના ચંદનનો ભાર વહેતો થકો
ભારનો ભજનાર કહેવાય. પણ સુગંધનો ભોગી ન કહેવાય
તેમ જ્ઞાની પુરૂષ ચારિત્ર વિના જ્ઞાનનો ભોગી થાય પણ સદ્-
ગતિ જે મોક્ષ તિહાં જાય નહિ. यदुक्तं-'जहा खरा चंदन भार
वाही, भारस्स भागी न हु चंदनस्स । एवं खु नाणी चरणेण हीणा
नाणस्स भागी न हु सुग्गईए ॥१॥' ४.

आश्रव त्यागे संवर परिणति, अविरति सरव उठायो ।
स्वसरूपमां थिरता तेहिज, संयम शुद्ध ठहरायो रे ॥
॥ भवि० ॥ ५ ॥

અર્થ:-સંયમનું મૂલ સ્વરૂપ કહીએ છીએઃ-પંચાશ્રવને ત્યાગે પંચ સંવર પરણતિરૂપ ' मनकरणानियमुच्छजीववहो ' એ બાર અવ્રતિને અભાવે પોતાના સ્વરૂપમાં સ્થિરતારમણ નિશ્ચલાનુભવ તેહીજ વીતરાગે આગમમાં શુદ્ધ સંયમ કહ્યો. ૫.

अनुभव सुरतरु फलने काजे, कीजे आतम अमायो ।
सनमुख भावे जेह प्रवर्तन, तेह निवर्त निदायो रे ॥
॥ भले० ॥ ६ ॥

અર્થ:—અનુભવરૂપ જે કલ્પવૃક્ષ તેનું ફલ જે મોક્ષ તે પામવાને અર્થે આત્મા માયારહીત કરવો. અથવા અનુભવ સુખી જીવનમુક્ત છે. મોક્ષને સન્મુખ ભાવે પ્રભુમાર્ગાનુસારી જે પ્રવર્તન તેહીજ નિવર્તનનો ઉપાય છે. यदुक्तं-'निर्जितमद-मदनानां, वाकायमनोविकाररहितानां । विनिवृत्तपराशानां, मि-हैव मोक्षसुविहितानां ' ॥१॥ ६.

ज्ञानक्रिया दुग चक्रे शोभित, संयम रथ सुखदायो ।
अनुभव धोरी युत शिव नगरे, जाता विघ्न न थायोरे ॥
॥ भले० ॥ ७ ॥

અર્થ:-જ્ઞાન અને ક્રિયા રૂપ બે चक्र કે૦ પઇડા તેણે કરી શોભિત એવો સંયમરૂપ રથ તે સુખદાઇ છે. અને અનુભવ રૂપ ધોરીએ જોડયો તદા રૂઢ આત્મા ચિદાનંદને શિવ નગરીએ જાતાં નિરાવરણ થાતાં વિઘ્ન અંતરાય કોઇ નથાય ૭

राय सिद्धारथ वंश विभूषण, तिसलाराणी जायो ।

अज अजरामर सहेजानंदी, ध्यान त्रुवनमां ध्यायोरे ॥
॥ त्रु० ॥ ८ ॥

અર્થઃ—ઉદિતોદિત રાજા સિદ્ધારથના વંશનો શોભાવનારો, શીલ સમ્યકત્વ દેશવિરતિ એવી ત્રિસલારાણીએ જન્મ્યો, અપુનરાવૃત્તિએ યોનિનિર્ગમ એટલે હવે સિદ્ધાવસ્થા કહી છે. જન્મરહિત જરામરણરહિત, સહેજ અકૃત્રિમ સ્વસ્વરૂપાનંદી એવો વીર પરમાત્મા તેને ધ્યાનરૂપ ભાવ ઘરમાં ધ્યાવ્યો ચિંતવ્યો. ૮.

संवत नंद निधि मुनि चंद्रे, देव दयाकर पायो ।
प्रथम जिनेसर पारण दिवसे, स्तवना कलश चढायोरे ॥
॥ नले० ॥ ९ ॥

અર્થઃ—નવનંદ, નવનિધિ, સાત મુનિ, એક ચંદ્ર अंकानां वामतो गतीति वचनात्' એટલે સંવત ૧૭૯૯ ના વરસમાં દેવ દયાનો કરનાર પામ્યો. અથવા તેનું શાસન પામ્યો. જે દિવસે પ્રથમ જિનેશ્વર શ્રીઆદિનાથે વરસીતપનો પારણો ઇક્ષુરસે શ્રેયાંસને હાથે કીધો તે દિવસે સંયમશ્રેણે ગર્ભિત શ્રીવીરપ્રભુનું સ્તવનરૂપ પ્રાસાદનેવિષે કલસ ચઢાવ્યો એટલે સંપૂર્ણ કીધો. ૯

विजयदेवसूरीस पटोधर, विजयसिंह सवायो ।
सत्य शिष्याधर कपूरविजय बूध, क्षमाविजय पुण्य
पायो रे ॥ नले० ॥१०॥

અર્થઃ—હવે ગુરૂ પરંપરા લખીએ છીએ—શ્રી વીરસ્વામિના પાંચમા ગણધર શ્રીસુધર્માસ્વામી પહેલા પટ્ટોધર થયા

તિહાંથી આઠ પટ લગે નિગ્રન્થ બિરૂદધારી ૧. નવમે પાટે સૂરિ મંત્ર કોટી વાર જપ્યા માટે કોટી બિરૂદધારી ૨. પન્નરમે પાટે ચંદ્રસૂરિ ચંદ્રવત્ ઘણુ સૌમ્ય થયા માટે ચંદ્રગચ્છા કહેવાણા ૩. સોલમે પાટે સામંત ભદ્રાચાર્ય ઘણું નિર્મમ થયા વનવાસે રહ્યા માટે વનવાસી બિરૂદ થયું ૪. છત્રીસમે પાટે સર્વદેવસૂરિ થયા વડ તલે આચાર્ય પદ આપ્યું અને તેના શિષ્ય જે થયા તે વડ શાખાની પેરે પરિવારે વધ્યા તે વલી ઘણા ગુણે વધ્યા માટે વડગચ્છા કહેવાણા ૫. ચુમ્માલીસમેં પાટે આંબિલ વર્ધમાન તપ કીધા માટે રાણાજીએ તપાબિરૂદ દીધો તિહાંથી તપા કહેવાણા ૬. અનુક્રમે બાસઠમેં પાટે આદેય નામધારી શ્રી વિજયદેવસૂરિ, તત્પટ્ટ પ્રભાવક સવાઇ વિજયસિંહસૂરિ, તેની સાચી ગ્રહણા આસેવના શિષ્યાધારી અર્થાત્ પંડિત સત્યવિજય ગણિ ગચ્છ નાયકની આજ્ઞા માગી ક્રિયા ઉદ્ધાર કીધો. શ્રી આનંદઘન સાથે વનવાસ રહ્યા. અનેક તપ કીધા. અનુક્રમે વૃદ્ધાવસ્થા જાણીને અણહિલપુર પાટણમાં રહેતાં ધર્મોપદેશ દેતાં. તેમના શિષ્ય પંડિત કપૂરવિજય અને પંડિત કુશલવિજય થયા. તેમાં શ્રી કપૂરવિજય ગણિ તો અરિહંતપ્રતિમા પ્રતિષ્ઠાદિક અનેક ધર્મકાર્યકારી પ્રભાવક થયા. દેશ, નગર, પુર, પાટણે વિહાર કરતાં રહ્યા. તેમના શિષ્ય પંડિત વૃદ્ધવિજયગણિ તથા પંડિત ક્ષમાવિજયગણિ થયા. તેમાં પંડિત ક્ષમાવિજયગણિ તો દેશના આપવાના ગુણે કરી અનેક ભવ્ય જીવોને ઉપકારી પવિત્ર ચરણ કમલધારી થયા.

सूरतमांहे सूरय मंम्डण, श्री जिनविजय पसायो ।
विजयदयासूरिराजे जगपति, उत्तमविजय मल्हायोरे ॥
॥ प्रभु० ॥ ११ ॥

અર્થઃ-શ્રીસૂરતબંદરે, સૂર્યમંડણ પાર્શ્વનાથની સ્મૃતિ પ્રણુતિ મહિમાએ તથા પંડિત શ્રી ક્ષમાવિજય ગણિ શિષ્ય રત્ન સંપ્રતિ વિદ્યમાન, ચિરંજીવી, પરમોપકારી, પંડિત શ્રી જિનવિજયગણિએ ઉદ્યમ કરી મને પ્રથમ અભ્યાસ કરાવ્યો તે જેમ માતા પિતા પુત્રને પ્રથમ પગ માંડતા તથા બોલવા શિખવે તેમ ગુર્વાદિકે મને ઉપકારી કીધો. એ શ્રી તપાગચ્છાધિરાજ ભટ્ટારક શ્રીવિજયદયાસૂરિશ્વરના રાજમાં જગત્પતિ જગત્પરમેશ્વર શ્રી વીરસ્વામીને મુનિ ઉત્તમવિજયે મલ્હાયો, ગાયો, સ્તવનાગોચર કીધો. એ સ્તવન અમચ્છરી ગીતાર્થ પુરૂષો તમે શોધજો, ભણાવજો. ભણતા ભણાવતાં સંયમશ્રેણિએ ભૂષિત થઈ સહેજાનંદ પામજો ૧૧.

इति अनुयोगाचार्य पण्डित श्रीउत्तमविजयगणि विरचित स्वोपज्ञ विवरण सहित संयमश्रेणि गर्भित श्रीमहावीर स्तवन समाप्तम्



## श्रीसत्यविजयग्रन्थमालाना नियमो।

(१) प्राकृत-संस्कृत-अने धार्मिक पुस्तकोना भाषान्तरो बहार पाडवानो आ ग्रन्थमालानो मुख्य उद्देश छे.

(२) आ ग्रन्थमालामां एकवार त्रीस रुपीयानी रकम भरनार ग्रहस्थ लाइफ मेम्बर थइ शके छे

(३) कोइनी आर्थिकसहायथी जे पुस्तको छपाशे तेनी अकेक नकल लाइफ मेम्बरने भेट आपवामां आवशे, अन्यगृह-स्थोने अडधी कींमते मळशे

(४) ग्रन्थमाला तरफथी जे पुस्तको छपाशे ते लाइफ मेम्बरने अडधी कीमते आपवामां आवशे.

## पुस्तकप्राप्तिस्थानम्।

श्री "सत्यविजयग्रन्थमाला" ना
कार्यवाहक श्रेष्ठीवर्य बालाभाइ मूलचन्द्र
ठे-महावीरस्वामीजीना देरासर सामे
रीचीरोड-अमदावाद.